# VICTORY OR DEFEAT

## A TEMPERANCE STORY

BY

LOUISE MARSTON

---

# જય વા પરાજય

## પરહેજગારી વિષે એક વાર્તા

---

અંગ્રેજીમાંથી ભાષાંતરકર્તા
શમૂએલ જેઠાભાઇ, બી. એ.

---

*1st Edition: 1,0[illegible] [illegible]opies.*

સુરત [illegible]:
ગુજરાતની ધર્મપુસ્તકપ્રસારક—[illegible]ીને સારૂ મિશન છાપખાનામાં
એચ. આર. ર[illegible] છાપી તથા પ્રગટ કરી

ઈ. સ. ૧૯૨૦

---

કિમ્મત બે આના

# અનુક્રમણિકા.

# VICTORY OR DEFEAT.

# જય વા પરાજય.

## પરહેજગારી વિષે એક વાર્તા.

## પ્રકરણ ૧ લું.

### દાળમાં કાળું (નિર્મળ આકાશમાં વાદળ).

અરૂણોદય થઇ ચૂકયો છે, નિર્મળ આકાશમાં છૂટાંછવાયાં વાદળાં આવી રહ્યાં છે, તારાઓ પોતાનાં શ્યામ મુખ ધીમે ધીમે સંતાડી અદૃશ્ય થાય છે, પૂર્વમાં પહેલવાનની માફક દિનકરરાય પોતાની નિયમિત શરત દોડી રહ્યા છે, શીતળ પવનની મંદમંદ લેરીઓ પ્રાતઃકાળમાં સકળ જીવવંત સૃષ્ટિને આનંદથી ડોલાવી રહી છે, સરિતા સાગરને ઉમંગથી ભેટી પડવા વહન કરી રહી છે, પાસેના કુંજમાં ને વનનાં વૃક્ષોની ઘટા પર પક્ષીઓ કલોલ કરી રહ્યાં છે, પાસે એક નાની વાટિકા સુશોભિત અને સુગંધીદાર પુષ્પોથી પ્રફુલ્લિત થઇ રહી છે, શીતળ સમીર પુષ્પ-પરાગ સર્વત્ર ફેલાવે છે. આજનો દિવસ જાણે કે મંગળ ન હોયની તેમ સકળ સૃષ્ટિ આનંદથી ડોલી રહી છે!

સૂર્ય હવે ભાલા જેટલો ઉંચો ચઢયો નહિ હોય તેટલામાં તો દૂરથી કોઇ દેવળમાંથી ઘંટના ગંભીર નાદ કર્ણગોચર થવા લાગ્યા. આ ઘંટારવ શા કારણથી થતા હશે તે જાણવાની જીજ્ઞાસા હરકોઇને થાય તો, ચાલો, આપણે પણ તે દેવળપ્રતિ ગમન કરીએ. બહારથી ઘંટના ધ્વનિ ને અંદરથી ગાયન ને વાજીંત્રના અવાજ સાંભળી સહજ અનુમાન થઇ શકે છે કે કોઇનું લગ્ન આજે અવશ્ય હોવું જોઇએ: માત્ર દૃષ્ટિપાત થતાંજ

આપણું અનુમાન સત્ય ઠરે છે. અંદર પ્રવેશ કરીએ તો દેવળમાં બેઠેલા-એોની ઠઠ જોઇને તથા બહાર ઉભી રહેલી અસંખ્ય ગાડીઓની હાર જોઇને ત્રાહિત પણ કહી શકે કે કોઇ પૈસામાં મદમાતા માણસના પુત્રનું લગ્ન હશે. તરતજ વરકન્યા બહાર આવે છે તેથી આપણું અનુમાન આધારભૂત થાય છે. વરકન્યાના સુંદર પોષાક, દેખાવ, વય તથા દ્રવ્યનો વિચાર કરતાં તેઓ જાણે એક બીજાને માટેજ નિર્માણ થએલાં હોય એવું અન્યની આંખને પણ જણાઈ આવે છે. લગ્નવિધિ હવે નિર્વિઘ્ને સમાપ્ત થયો એટલે લોકોનું ટોળું વાજતેગાજતે અદૃશ્ય થયું, ને પ્રેક્ષકો પણ ત્યાંથી છૂટા પડી ચાલ્યા જવા લાગ્યા. ચાલો, ત્યારે આપણે પણ કન્યાના બાપને ઘેર લગ્નમંડપમાં જઇએ. મંડપને આજુબાજુથી આસોપાલવનાં તોરણોથી શણગાર્યો છે; મંડપની મધ્યે એક મોટી બત્તી લટકાવેલી છે; બધા જાનૈયાઓ તેમાં ભેગા મળી વાતોના તડાકા ચલાવે છે; વચ્ચે એક મોટી મેજ ઉપર લગ્નનું કેક અતિથિઓના આસ્વાદ માટે મુકેલું છે, તેમજ નાની નાની મેજો ઉપર પુષ્કળ મિઠાઇ, મેવા તથા ફળફળાદિ પડેલાં છે. મહેમાનો તેઓને પોતાની અભિરૂચી પ્રમાણે આદરસત્કાર આપે છે; પણ જ્યારે સંધા અતિથિઓ ખાઇને ધરાયા ત્યારે મંડપમાં માત્ર થોડાજ પુરૂષો નજરે પડવા લાગ્યા. એનું શું કારણ હશે? અમારા સુજ્ઞ વાચકોને પ્રશ્ન થશે કે શું તેઓ પોતાનાં સ્ત્રીછોકરાંને પડતાં મૂકી આટલા વહેલા પોતપોતાને ઘેર ગયા હશે? ના, ના, તેમ નહોતું; કારણ કે જ્યારે પ્રાતઃકાળમાં બત્તીનો પ્રકાશ ઘણોજ મંદ માલમ પડવા લાગ્યો ને સર્વને પોતપોતાને ઘેર જવાનો વખત થયો ત્યારે બધા અતિથિઓ ફરીથી જાણે કે આભમાંથી પડ્યા ન હોયની તેમ આવી મંડપમાં ખડા થયા! વારૂ, ત્યારે આ લોકો ગયા હશે ક્યાં? આ પ્રશ્નનું નિરાકરણ આગળ જતાં કરવાનું હોવાથી હાલ તો અમારા વાચકોને ધૈર્ય ધરવાનું વિનવીએ છીએ.

આપણી કથાના નાયકને ઘણેજ દૂર જવાનું હોવાથી સાસુસસરાને વિદાયગીરી માટે વિજ્ઞપ્તિ કરી, જેથી છોડીનાં માબાપે દીકરી પારકું ધન છે એમ જાણી આ અનામત મુકેલું ધન પરસ્વાધિન કર્યું. દીકરીની સાથે થોડે સુધી જઇ તેને સાસરે વળાવી; જતાં જતાં વિવેકી

માતુશ્રીએ તેના કાનમાં શિખામણના બે બોલ ને આશીર્વચન કહ્યાં ને બન્ને આ પ્રમાણે પોતાના એક કર્ત્તવ્યમાંથી મુક્ત થયાં. રાતના દસ વાગ્યાની ગાડીમાં આ નવિન દંપતિ પોતાનાં સર્વ સગાંસહોદર સાથે બેસી વિદાય થયાં, ને આગગાડી જામનગર ભાવનગર એવો અવાજ કરતી સડસડાટ ચાલી ગઈ.

ચાલો, હવે આપણે આ મુસાફરો પ્રતિ દૃષ્ટિ કરીએ. દરેક પોતાનો સરસામાન સંભારી ગોઠવી પોતાના આસને બેઠું કે તરત તેઓ વાતોનાં ગપ્પાં હાંકવા લાગ્યાં. નવિન પત્ની, જેનું નામ મરિયમ હતું, તે તો નવી વહુની પેઠે શરમાઇને કાંઈ પણ બોલતી નહોતી, પણ આપણા આ નાયક પ્રેમદાસ તો કંઇ શરમાય તેવા નહોતા. તેણે પ્રથમ વાત ઉપાડી પોતાની બેનને કહ્યું કે, "બેન, આ આપણું મંગળકાર્ય નિર્વિઘ્ને સમાપ્ત તો થયું, પણ માત્ર એક વાતે કસર આવી ગઇ. મારા સસરાજી પ્રથમ તો અમને દારૂ આપવાને નારાજ હતા. તેમની ઇચ્છા એવી હતી કે જો મંડપમાં દારૂ ન પીવાય તો સારૂં, તેથી મેં જાતેજ તે વિષેની યોગ્ય વ્યવસ્થા કરી; સર્વને એક અલગ તંબુમાં જોઇતો દારૂ પૂરો પાડયો." તેની બેને કહ્યું કે, "હં, મંડપમાંથી બધા જાનૈયાઓ એકદમ કયાં અદૃશ્ય થઈ ગયા હતા તે વિષે મને હવે સમજણ પડી." પ્રેમદાસે હસીને કહ્યું કે, "બેન, તારી વાત સત્ય છે, લગ્ન જેવા રૂડા ને મંગળ અવસર તે કાંઇ ઓછાજ વારંવાર આવે છે જે! ને તેથીજ મેં જાતે લગ્નમાં આવનાર કોઈની પણ લાગણી ન દુખાય તે હેતુથી સર્વની માગણીઓ ઉદાર હાથે પૂરી પાડી. હું ધારૂં છું કે મારા સસરાને તે વિષે કાંઈ તેઓ પ્રતિબંધ નહોતો, પણ પાદરી સાહેબ ત્યાં હાજર હતા ને કદાપિ ઠપકો આપે તે બીકથીજ ના પાડતા હશે!" "તેમને વળી શેનો વાંધો હશે?" મેરીદાસ બોલ્યાં, "કારણકે અંગ્રેજ લોક પણ લગ્ન પ્રસંગે છૂટથી દારૂનો ઉપયોગ કયાં નથી કરતા?" તેજ વખત મરિયમે જરા ઉંચે જોઇ પોતાની બોલવાની ઇચ્છા દર્શાવી, પણ શરમાઇ જવાથી કંઠમાંથી સ્વર નીકળ્યોજ નહિ, તેથી પુનઃ પૂર્વની સ્થિતિમાં બેસી મૌન્ય ધારણ કર્યું. પણ તેટલામાં તો બેઠેલાઓમાંથી કોઇએક બોલી ઉઠયું કે, "અરે! કદી નહિ મહેરબાન. મેં તે લોકનાં ઘણાં લગ્નોમાં ભાગ

લીધેલો છે ને હું મારા પોતાના અનુભવથી છાતી ઠોકી કહી શકું છું કે તેઓ તો માત્ર ચ્હા, કૉફી તથા સોડાલેમનનોજ ઉપયોગ કરે છે." મરિયમના મુખમાં જે ઉદ્‌ગાર હતા તેજ આ માણસના મુખમાંથી નીકળતા જોઇ તેના મનને શાંતિ વળી, ને જાણે કે તે અજાણ્યા મિત્રનો આભાર દર્શાવતી હોય તેમ આમતેમ નિર્ભયતાથી જોવા લાગી. પણ પ્રેમદાસથી આ ખમી શકાયું નહિ, તેથી વચમાં બોલી ઉઠયો કે, "ખીસ્સામાં જ્યાં પૈસાજ ન મળે તો દારૂ કયાંથી પીએ ? એ તો અશક્તિમાન્ ભવેત્ સાધુ." પૂર્વોક્ત ટીકા કરનાર પ્રેમદાસનો બનેવી હતો. તે ફરીથી બોલ્યો કે, "મને એ કંઇ સબળ કારણ જણાતું નથી, કારણ કે જો કે દારૂ પીવાનો ચાલ ઈંગ્લાંડમાં હજી પ્રચલિત છે, તો પણ મારો એક મિત્ર, જે ત્યાંથી થોડો વખત થયાં અહિં આવ્યો છે, તે લખી જણાવે છે કે હાલ ત્યાં દારૂનિષેધક મોટી સંસ્થા છે, ને પ્રતિદિવસે બળમાં તથા સંખ્યામાં તેની વૃદ્ધિ થતી જાય છે. આ વાતની જો સાબિતિ જોઇતી હોય તો કોઇ પણ ઈંગ્લીશ ઘરની મુલાકાત લો ને તમારી ખાતરી થશે કે તેઓ પાણી કે ચ્હા સિવાય બીજું કશું વાપરતા નથી." આવો પ્રત્યુત્તર સાંભળી તેનો સાળો પ્રેમદાસ બોલી ઉઠયો કે, "વાહ! કેવળ પાણીમાં શી મઝા પડતી હશે વારૂ? ભાઇ, આપણને તો એકલું પાણી ન ગમે!" પણ તેનો બનેવી આ સાંભળી બેસી રહે તેવો કાચા કાનનો નહોતો. તે સહસા બોલી ઉઠયો કે, "થોડા દિવસ ઉપર મારા વાંચવામાં આવ્યું કે, રાજ્યકુટુંબમાંના કેટલાક માનવંત ગૃહસ્થો—ને તેમાં વિશેષે કરીને રાજાનો વડો પુત્ર (પ્રીન્સ ઓવ્ વેલ્સ) તો એવા છે કે જેઓએ હજી દારૂનું ટીપું સરખું જીભને ટેરવે મૂકયું નથી." પ્રેમદાસ બોલી ઉઠયો કે, "બસ, બહુ થયું, ભાઇ! લગ્ન જેવા માંગલિક પ્રસંગ પર દારૂના નિષેધ વિષેનાં ભાષણ! જોયું! જો આપણા આ મિત્રમંડળને કંઇ વાંધો ન હોય તો આ નિર્માલ્ય વિષય જવા દઇ તમને એક મનોરંજક વાત કહી સંભળાવું;" એમ કહી એ વાત એટલેથીજ બંધ કરી.

---

# પ્રકરણ ૨ જું.

## મરિયમ.

ગત પ્રકરણમાં જે મુગ્ધા વિષે આપણે વાંચી ગયા તે એક સારાં માતપિતાના આશ્રય નીચે રહી ઉછરી હતી. તેનો બાપ જોકે પ્રામાણિક અને ભક્તિશીળ હતો, તો પણ લખતાં સંકોચ થાય છે કે "તમે પહેલાં દેવના રાજ્યને તથા તેના ન્યાયીપણાને શોધો" એ ખ્રીસ્તનો હુકમ દરેક ખ્રીસ્તીને તેના વ્યાવહારિક સંબંધમાં માર્ગદર્શક હોવો જોઇએ એવું તે અદ્યાપિ શીખ્યો નહોતો, અને તેથીજ કરીને જ્યારે પ્રેમદાસ, જે એક આબરૂવંત કુટુંબનો સભ્ય હતો અને સરકારી ખાતામાં એક સારી આવકવાળી નોકરી કરતો હતો, તેના તરફથી છોકરીના હસ્તનું માગું આવ્યું, ત્યારે તેના આત્મિક શ્રેયને ધ્યાનમાં લીધા સિવાય, આ ઐહિક લાભથી ચલાયમાન થઇ આ લગ્નગ્રંથિમાં ઇશ્વરની અનુમતિ પૂછયા સિવાય, ઇશ્વરનો તેમના ઉપર આશીર્વાદ આવશે કે કેમ ને છોડી સર્વ વાતે સુખી થશે કે કેમ, તેનો વાસ્તવિક વિચાર કર્યો વગર એકદમ છોડીને વિવાહીત કરી લગ્નના ખાડામાં ઝંપલાવી દીધી.

પણ આ સંબંધમાં જ્યારથી તેના જમાઇએ દારૂ વિષે માગણી કરી ત્યારથીજ તેની આંખ ઉઘડી ગઇ. ત્યારથી તેનો દૃઢ નિશ્ચય થયો કે મારો જમાઇ "ઉપરની વાતો" શોધનાર નથી. મંડપમાં દારૂ ન પીવા વિષે તે પ્રથમથીજ તેના જમાઇના અતિ આગ્રહની વિરૂદ્ધ તો હતો, પરંતુ તેનામાં ના કહેવા જેટલી શક્તિ વા હિમ્મત નહોતી, તેથી જમાઇના દુરાગ્રહને લીધે ને પોતાના મનોબળની નબળાઇને લીધે એક અળગા તંબુમાં તેઓને દારૂ પીવાની પરવાનગી આપી. પણ હવે દીકરીથી વિદાય થતાં તેના હૃદય પર શોકની પ્રતિછાયા છવાઇ રહી. પ્રિય પુત્રીના વિયોગથી તેને અનહદ દુ:ખ થયું, અને ભવિષ્યમાં તે સુખી થશે કે કેમ તે વિચારે તેને દુ:ખસાગરમાં ડુબાવી દીધો. મરિયમનું પોતાનું અંતઃકરણ પણ આગગાડીમાં તેના પતિની વાતો સાંભળી ઘણુંજ દુખાયું! તે મનમાં ને મનમાંજ બબડવા લાગી કે, અરેરે! હું કયાં દેખતે ડોળે હસ્તમાં દિપક લઇ આ કુવામાં પડી? તેના ધણીના

અને તેના બાપના વિચારોમાં કેટલું બધું જુદાપણું હતું તે હવે તેને સત્વર જણાયું, અને પોતે નવો ગૃહસંસાર શી રીતે ચલાવશે તે વિષે શંકાએ તેના મનમાં ઘર કર્યું.

અને બન્યું પણ એમજ. બાપને ત્યાં એક દિવસ પ્રાર્થના કર્યા સિવાયનો જતો નહિ, જ્યારે અહિં તો કોઇ પ્રાર્થના નામે સમજતું નહિ, પ્રાર્થનાનું નામ સરખું પણ લેવાતું નહિ અને પ્રાર્થનાનો વિચાર સરખો પણ કોઇને આવતો નહિ.

પરંતુ આ માયાળુ પતિ મરિયમ પર ઘણોજ પ્રેમ રાખતો, તેના હિતની ચિંતા કરતો, તેને કોઇ વાતે ઓછું આવવા દેતો નહિ અને પોતાની સ્ત્રીને સર્વ વાતે સુખી કરવા પોતાથી બનતા પ્રયાસ કરતો; જેથી ઘણીવાર મરિયમના મનમાં પોતાને ત્યાં જેમ નિયમિત પ્રાર્થના થતી તેમ અહિં પણ થાય તો કેવું સારૂં, એવા અવનવા વિચારો ઉદ્‌ભવતા, પણ આવા વિચારોને કાર્યમાં પ્રદર્શિત કરવાનું કામ કઠિન હતું. ક્યાં આ ઘર ને ક્યાં તેના બાપનું ઘર? આ તેનું પોતાનું ઘર નહોતું, સસરાનું હતું. નિર્દોષ બિચારી બાળા! તે શું કરી શકે?

હવે અલ્પ સમયમાં તેને અનુભવ થયો કે ભરતી હોય ત્યારે પ્રવાહની સાથે જવું સહેલ છે, પણ પ્રવાહથી ઉલટી દિશામાં ગમન કરવાનું સાહસ ખેડવું અતિ મુશ્કેલ છે. નિશાળમાં જે ઉત્તમ શિક્ષણ તેણે પ્રાપ્ત કર્યું હતું અને જે જે સુટેવો તેને બાપના ઘરમાં રહી પડી હતી, તે સંધું તે હવે ધીમે ધીમે વિસરી જવા લાગી. બૈબલ વારંવાર વાંચવું તે મુશ્કેલ જેવું થઇ પડયું, પ્રાર્થના કરતી વખતે આળસ આવતી, બગાસાં આવતાં અને નિદ્રા પણ આવી જતી. ઘરનું કોઈ માણસ દેવળમાં જતું નહિ તેથી તેણે પણ દેવળમાં જવાનું માંડી વાળ્યું, કારણ કે બિચારી સાથી સિવાય દેવળમાં એકલી શી રીતે જઇ શકે? અને આ પ્રમાણે તે છોડી પ્રથમ પરમેશ્વરને પોતાનો પવિત્ર સ્વર્ગીય પિતા તરિકે ઓળખતાં અને ઈસુ ખ્રીસ્તને પોતાનો તારનાર તથા મિત્ર તરિકે કબુલ કરતાં શીખી હતી તે હવે ધાર્મિક અને આધ્યાત્મિક બાબતોમાં શિથિલ અને બેદરકાર માલમ પડવા લાગી. જે મુખ અહોનિશ આનંદથી પ્રફુલ્લિત થઇ રહેતું તે હવે

શોકમય, જે મુખ તેજસ્વી હતું તે હવે નિસ્તેજ, જે મુખ ઉલ્લાસી હતું તે હવે ઉદાસ, અને જે મુખપરથી આશાનાં કિરણો પ્રદર્શિત થતાં તે હવે ચિન્તાગ્રસ્ત માલમ પડવા લાગ્યું.

આનંદ અને શોકની વૃદ્ધિ થતાં તેમને પૂર્ણ કરવાની ગંભીર ફરજો તથા ઉપાધિ પણ વધતી ગઇ. આ દુઃખરૂપી વાદળું ખસી જતાં સુખરૂપી સૂર્યનું એક મંદ કિરણ પ્રકાશ્યું. મરિયમને એક પુત્રનો પ્રસવ થયો. પણ બિચારૂં બાળક! જન્મીને આંખ ઉઘાડી ને પછી સદાને માટે બંધ કરી તે કરીજ. બિચારી મરિયમ ધૈર્ય ખોઇ બેઠી ને દુઃખદરિયે ગોથાં ખાવા લાગી. ફરીથી શોકરૂપી વાદળી તેના મુખ પર છવાઇ ગઇ; આશારૂપી વહાણ ભરદરિયે ભાંગ્યું, પુત્રને પ્રેમથી પોષવાની ને વહાલથી વધાવવાની લાલસા રાખનાર વ્યાકુળ વનિતાના સૌભાગ્યમાં માત્ર એક નિર્જીવ બાળક ને છેવટે એક નાનકડી સરખી કબર એજ જોવાનું રહ્યું.

ઇશ્વરની કળા અકલિત છે; તેનો કોઇ પાર પામી શકતું નથી. એક વર્ષ વિત્યા બાદ ઇશ્વરે મરિયમને એક પુત્રીનું દાન દીધું. દુઃખીઆરી માતા પોતાને આંગણે પુત્રીનાં પગલાં પધારેલાં જોઇ કંઇક દિલાસો પામી. તેને વહાલથી ગળે વળગાડી છાતીસરસી ચાંપતી અને આ પ્રમાણે પોતાના ભગ્ન હૃદયને શાંતિ પમાડતી. વખત પોતાનું નિયમિત કામ કર્યોજ જાય છે અને વખત દુઃખને ધીમે ધીમે વિસારે પાડે છે. બીજાં બે વર્ષ પછી એક બીજી છોડીએ દર્શન દઇ તેના નાનકડા ઘરને પ્રકાશિત તથા આનંદી કરી મૂક્યું. આ છોડીઓને જોઇ મરિયમ પોતાની આંખ ઠારતી, તથા તેમને ઉછેરવામાં તથા સંભાળ લેવામાં પોતાનો ઘણોખરો વખત વ્યતિત કરતી.

મનુષ્યજીવનમાં ઘણા અવનવા બનાવો બને છે. સુખદુઃખરૂપી અસ્તોદય નિયમિત થયેજ જાય છે. સુખ પછી દુઃખ ને દુઃખ પછી સુખ; સુખની કિમ્મત દુઃખમાં છે; દુઃખમાંજ સુખની કિમ્મત આંકી શકાય છે; દુઃખથીજ સુખનો અનુભવ થાય છે. એ પ્રમાણે ખ્રીસ્તના આ ભટકી ગએલા ઘેટડાને પુનઃ પોતાની પાસે લાવવાને દુઃખરૂપી આ કડવું ઓસડ અતિ ફાયદાકારક નીવડ્યું. મરિયમનું પ્રથમજનિત

બાળક મરણ પામ્યું અને જ્યારે તેનું હૃદય ઘણુંજ મ્લાન હતું, ત્યારેજ તેને અનુભવ થયો કે હું તો જે જે વાનાં દેખાય છે, જે જે વાનાં ક્ષુલ્લક અને ક્ષણિક છે તેનેજ માટે માત્ર જીવું છું, અને અણદીઠ તથા શાશ્વત વાનાં વિસારે મૂકયાં છે, તેથી જે ઇશ્વરને તે પહેલાં પોતાના પ્રભુ તરીકે ઓળખતી તથા ચહાતી, પણ જેને હાલ તે ભૂલી ગઇ હતી, તેને ફરી આંસુઓદ્વારા પ્રાર્થના તથા ખરા પશ્ચાત્તાપસહિત શોધવા લાગી, ને એ પ્રમાણે કરતાં તે પ્રભુદત્ત વચનની સત્યતા સિદ્ધ કરી શકી કે "તમે મને શોધશો, હા, જ્યારે તમારા આખા અંતઃકરણથી મને શોધશો ત્યારે હું તમને મળીશ."

---

## પ્રકરણ ૩ જું.

### લાભ વા ગેરલાભ?

મરિયમનું લગન થયા પછી પોતાના બાપને ઘેર બધાંની મુલાકાત લેવા સારૂ ઘણીવાર જવાનો વિચાર થયો છતાં તેનાથી જવાયું નહિ. પણ હવે છ વર્ષ વિતી ગયા બાદ તેના પિતાએ તેના પર પત્ર લખીને વિલંબ કર્યાં વિના પોતાને ત્યાં સત્વર આવવાને તેને વિનવ્યું, ને એમ પણ લખ્યું કે હું તને તથા તારી બે પુત્રીને લેવા આવીશ. મરિયમે બાપનો પત્ર પોતાના પતિને વિદિત કર્યો અને તે સાથે ત્યાં જવાની પોતાની અભિલાષા જણાવી. તેના પતિએ તે વિષે કંઇ વાંધો લીધો નહિ. આ વખતે તેને જે આનંદ થયો હશે તેનું યથાસ્થિત વર્ણન અત્રે થઇ શકે તેમ નથી. બાપનું ઘર કોને અપ્રિય હોય? તેનાં સગાંસહોદર તથા સહચરીઓને મળવાના વિચારથી તેને અનહદ આનંદ ઉત્પન્ન થયો. વિશેષમાં, બાપની સાથે લાંબા સમયથી ધારેલા ઇચ્છિત વિષય પર વાર્તાલાપ કરવાનો શુભ પ્રસંગ મળશે, તથા તે પર જે જે આવશ્યક શિખામણ તથા ઉત્તેજનદાયક બોધ પ્રાપ્ત કરવાની લાલસા તે રાખતી હતી તે સમય હવે નજીક આવી પહોંચેલો જાણી તે ગાંડી ઘેલી જેવી થઇ ગઇ. તેના મનોરાજ્યમાં અવનવા તરંગો એક પછી એક ઉઠવા લાગ્યા. વિચારોનો અનક્રમ અસ્થિર થવાથી તેનું વ્યગ્ર ચિત્ત ભમવા લાગ્યું. જ્યારે

માણસનું મન ખાસ એકજ વિષયમાં લાગેલું હોય છે ત્યારે તેની માનસિક સ્થિતિ આવાજ પ્રકારની હોય છે, પછી તે ગમે તેવો ગૂઢ વિષય હોય. મનુષ્યસ્વભાવજ એવો છે. નાની નાની બાબતોમાં પણ આ નિયમ પોતાની સત્યતા જાહેર કરે છે. એવે વખતે તો નિદ્રાનું નામ સરખું પણ શેનું લેવું? નિદ્રાદેવી બિચારી મરિયમ પર તે રાત્રે બિલકુલ પ્રસન્ન થઇજ નહિ; મહા વ્યથામાં તેણે તે રાત્રી વ્યતિત કરી. બીજે દિવસે તેણે ઘણાજ આનંદ સાથે પોતાની જન્મભૂમિમાં પ્રવેશ કર્યો. માયાળુ માતાએ મમતાથી સ્નેહાવેશમાં પોતાની દીકરીને છાતીસરસી ચાંપી. બન્ને પક્ષના આનંદનો કંઇ પાર રહ્યો નહિ. જન્મભૂમિનાં દર્શન થતાંજ મરિયમને પોતાની બાલ્યાવસ્થાના નાના મોટા બધા બનાવો મનશ્ચક્ષુ આગળ ખડા થયા; દરેક વસ્તુ ક્યાં ને કેવી હતી તેનું સ્મરણ થઇ આવ્યું અને નાનપણમાં નાનકડી નિર્દોષ ક્રીડાઓ, જે તેણે પોતાની સમાન વયની સખીઓ સાથે કરી હતી, તે હવે પુન: રમ્ય સ્મરણપ્રદેશમાં તાજી થવા લાગી. આ પ્રમાણે વિચારવેગનો ક્રમ ઘડીકમાં પૂર વેગે દોડતો તો ઘડીકમાં પલટાતો. એક વિષય તેના મનમાં રમણ કરી રહ્યો હતો, અને જ્યારે તેજ વિષય તેના બાપે પ્રથમ ઉપાડયો ત્યારે તેના મનમાંની ફિકર મટી ગઇ. તેના બાપે કહ્યું કે, "બેટા, એક વિષય સંબંધી લાંબા સમયથી મને તારા વિષે ચિન્તા થયા કરે છે, પણ તે વિષે પત્રદ્વારે લખી તને નાહક દુ:ખી કરવાનું મેં અનુચિત ધાર્યું. તારા લગ્ન પ્રસંગે મને માલમ પડયું કે તારા પતિને દારૂ પીવાની ટેવ પડેલી છે, એટલુંજ નહિ પણ તે વખતના તેના અત્યાગ્રહને લીધે હું એવું અનુમાન કરતો હતો કે તેને આ દારૂનું દુ:ખદ દુર્વ્યસન અતિ પ્રિય હશે. હું જાણું છું કે થોડા-એક પીએ છે છતાં તેમને તેથી કંઇ પ્રત્યક્ષ નુકશાન થતું નથી, તો પણ એટલું તો સિદ્ધ છે કે તેથી કંઇ ફાયદો થતો નથી. આ કુટેવ પ્રતિદિવસે વૃદ્ધિ પામી છેવટે ભયંકર સ્વરૂપ ધારણ કરે છે, પણ જો આ ટેવ તેના સંબંધમાં વૃદ્ધિ પામતી નહિ હોય તો તે સાંભળી મને અત્યંત આનંદ થશે. બેટા, શું આ કુટેવ તને પડી છે કે?"

મરિયમે જવાબ આપ્યો, "પિતાજી, આ વિષય તમે પોતેજ આરંભ્યો તેથી મને સંતોષ ઉત્પન્ન થાય છે, કારણ કે એજ વિષય પર

તમારી સાથે વિવેચન કરી તમારો અભિપ્રાય તથા અનુભવ સાંભળવાનું મને ઘણુંજ મન હતું. તમારી મરજી વિરૂદ્ધ થઇ સંધા અતિથિઓને દારૂ આપવા વિષે મારા ધણીને આગગાડીમાં બોલતો સાંભળી મને હૃદયમાં ભારે આઘાત થયો. ત્યાં ગયા પછી મને તરત માલમ પડી આવ્યું કે અમારા કુટુંબના દરેક માણસને આ કુટેવ પડેલી છે, જો કે કોઇ બહુ તો પીતા નહોતા."

"મને પણ દારૂ પીવાડવા તેઓએ ઘણોજ આગ્રહ કર્યો, કિંતુ મેં તેમને જણાવ્યું કે દારૂ એક વ્યર્થ અને અનાવશ્યક વસ્તુ છે એ પ્રમાણે મારા પિતાજી કહેતા હતા અને મને ન પીવા માટે સખ્ત સૂચના કરી છે. એ પ્રત્યુત્તર સાંભળી તેઓ મને હસી કહાડતા અને તે પીવાડવા માટે ભગીરથ પ્રયાસ કરતા, પણ તેવે પ્રસંગે પ્રેમદાસ વચમાં પડી મારો પક્ષ કરતા, જેથી તેઓ આખરે પોતાનો દુરાગ્રહ છોડતા. પણ જ્યારે આ છોડી જન્મી ત્યારે મારી સાસુએ બ્રાન્ડી સુવાવડમાં ઘણીજ આવશ્યક અને લાભકારક છે એમ કહી પીવડાવી હતી. પિતાજી, હું શું કરૂં? ન છૂટકે પીવી પડી. પણ હવેથી તમારી ઇચ્છા વિરૂદ્ધ વર્તન નહિ ચલાવું. મને પણ તે તીખો પ્રવાહી પદાર્થ અતિ અપ્રિય છે; બહેતર છે કે મેં તે પીધીજ ન હોત, કારણ કે પીધા પછી મારૂં માથું ઘણુંજ દુખવા લાગ્યું હતું. હવે જ્યારે તેઓ મને કહે કે જેઓ દારૂ પીએ છે તેઓ ન પીનાર કરતાં વધારે મગજશક્તિ તથા બાહુબળવાળા હોય છે, તે એક ઇશ્વરી તથા નૈસર્ગિક બક્ષિસ છે, અને જો કે હિંદુ મુસલમાનને તે પીવા તો શાસ્ત્રોક્ત નિષેધ કરેલો છે તથાપિ ખ્રીસ્તીઓને તે પીવાની પરવાનગી છે. એવા એવા અઘટિત પ્રશ્નો પુછે ત્યારે તેનો શો પ્રત્યુત્તર દેવો તે વિષે અત્યારથીજ હું અહિં છું તેટલામાં શિખવી દો. મારાથી આવા પ્રશ્નોનો ઉત્તર દઇ શકાતો નથી, તેથી તેઓ ફાવી જાય છે ને ખાંડ ખાય છે." તેના બાપે જવાબ આપ્યો, "વારૂ, હું તારા બધા પ્રશ્નોનું સમાધાન મારી શક્તિ મુજબ કરીશ, કારણ કે તે વિષે મેં બહોળા વાંચનથી તથા લાંબા અનુભવથી ઘણું જ્ઞાન સંપાદન કર્યું છે. હાલ તો મારે એક અગત્યના કામસર બહાર જવું છે, પણ રાત્રે વાળુ કર્યાં પછી તે વિષય પર ચરચા ચલાવીશું."

જ્યારે નિર્માણ કરેલો સમય આવ્યો ત્યારે મરિયમે તેના બાપને કહ્યું કે, "જે ત્રણ પ્રશ્ન મારે તમને પુછવા જરૂરના છે તે મેં એક કોરા કાગળના કટકા પર લખી રાખ્યા છે તે આ રહ્યા."

૧. દારૂ પીવાથી શું નુકશાન ?

૨. દારૂ પીવાથી કયા પ્રકારના લાભ થાય છે?

૩. શાસ્ત્ર દારૂ પીવાની મના કરે છે કે ફરમાવે છે?

સુંદરલાલે કાગળ હાથમાં લેતાં કહ્યું કે, "એક વાત તારે અવશ્ય ધ્યાનમાં રાખવી; અને તે એ કે જે હું તને કહીશ તેમાં મારે જે જે કહેવું જોઇએ તેના બધા સારનો સમાવેશ થઇ શકે તેવું સમજીશ નહિ, કારણ કે જો હું બધું વિવેચન વિસ્તારથી વર્ણવી બતાવું તો તે મગજ-શક્તિ પર ભારરૂપ થઇ પડે અને વિસ્મરણ થઇ જાય. હું ધીમે ધીમે બધું કહી બતાવીશ. એક સ્વપ્ને કંઇ રાત વિતી ગઇ નથી, વિષય ઘણો બહોળો છે, તે વિષે જેટલું બોલીએ તેટલું ઓછું. હું જે જે કહું તે સત્યરૂપી તુલામાં તોળી તેમાંથી લાભાલાભનો વિચાર કરી સાર ગ્રહણ કરજે. હવે દારૂ પીવાથી શું નુકશાન છે એ પ્રશ્નનું નિરાકરણ કરીએ.

"આધુનિક સમયના નિપુણ વૈદ્યો કહે છે કે જલદ દારૂ (એટલે જે કેફી વસ્તુ વાઇન, બીયર, ઇત્યાદિમાં મેળવ્યાથી તેને નિશાદાર બનાવવામાં આવે છે તે) એક પ્રકારનું વિષ છે, અને બધા લોક સર્વાનુમતે કબુલ કરે છે કે જેઓ કુદરતી મંદવાડથી કે રણસંગ્રામમાં મરણ પામે છે તેઓ કરતાં દારૂ પીવાથી જે માણસો મરણ પામે છે તેઓની સંખ્યા વધુ પ્રમાણમાં છે. વળી એ પણ વૈદ્યોના મતથી સિદ્ધ છે કે જેઓને આ વ્યસન છે તેઓ પૂર્ણ પરહેજગાર રહેનારા કરતાં ભારે માંદગીમાંથી કવચિતજ બચી શકે છે. પણ દારૂના સંબંધમાં સૌથી ભયંકર જે વાત છે તે એ કે તેના પાનથી તેની ટેવ પડી જાય છે, અને જાણે કે પીનારનું હૃદય તેને માટે અહોનિશ દ્રવ્યા કરતું ન હોયની તેમ તેની તલપ લાગ્યા કરે છે. લોક દારૂ પીએ છે તેનું મુખ્ય કારણ આજ છે. ભગીરથ પ્રયત્ન કરવા છતાં આ ટેવ મુકી દેવાતી નથી. ધીમે ધીમે માણસ

ટેવનો દાસ બની જાય છે અને તે મુકી દેવાની ઇચ્છા ને યત્ન કરે છે છતાં તેમાંથી મુક્ત થઈ શકતો નથી; અફીણ, ઇત્યાદિ વ્યસનનું પણ એમજ સમજવું." મરિયમ વચમાં બોલી ઉઠી, "ખરેખર પિતાજી, ત્યારે તો સૌથી સારો, સહેલો અને સરળ રસ્તો તો એજ કે તેને કદી પીવો નહિ." બાપે કહ્યું કે, "હા, કેમકે જેઓ કદી પીતા નથી તેઓને આ ટેવ પડતી નથી, પરંતુ જેઓ પીએ છે તેઓને આ ટેવ નહિજ પડે એવું નિશ્ચે કહી શકાય નહિ. બીજી પણ એક રીતે તે નુકશાન કરે છે. આ એક નકામું ખર્ચ છે, મોટે ભાગે ઘરમાં બૈરી છોકરાં અન્ન ને વસ્ત્રવિહીન હોય છે તેનું મુખ્ય કારણ એજ કે ઘરધણી દારૂ પર વિશેષ પૈસા ખરચે છે. હવે તારો બીજો પ્રશ્ન લઇએ: દારૂ પીવાથી શા ફાયદા?"

"મારા અભિપ્રાય પ્રમાણે એકજ શબ્દમાં ઉત્તર આપું છું કે એકે નહિ, પણ સકળ સમાજ કદાપિ આ માન્યતા ગ્રાહ્ય કરે નહિ, કારણ કે ઘણા નામાંકિત ડાક્ટરો તેને ઔષધ તરિકે લેવાની ભલામણ કરે છે." મરિયમે કહ્યું, "પણ પિતાજી, દારૂ પીનાર ન પીનાર કરતાં ઘણાજ મજબુત હૃષ્ટપુષ્ટ મલ્લના જેવા લઠ દેખાય છે તે કેમ?"

તેના બાપે ઉત્તર આપ્યો કે, "પ્રથમ સર્વની માન્યતા એવીજ હતી, પણ હાલ સૌ કોઇ તેનો ઇનકાર કરે છે. અર્વાચિન સમયમાં જો કોઇ માણસ કોઇ પણ પ્રકારની શરતમાં કે અંગકસરતમાં પોતાનું બળ અજમાવવા ઇચ્છા કરે ને ઇનામ મેળવવાની લાલસા રાખે અને જો કે તે દારૂ પીને ઘણોજ પટુ બનેલો હોય, તો પણ પોતાના કાર્યમાં પ્રવૃત થવાને બદલે શિથિલ થઈ જઇ હિંમત હારી જાય છે. આજકાલ અમેરિકામાં એવો નિયમ પ્રચલિત થઈ ગયો છે કે જ્યારે કંઇ પણ મુશ્કેલ કે બાહોશ કાર્ય કરવાનું હોય ત્યારે જેઓ પૂર્ણ પરહેજગાર હોય છે તેઓનેજ ફક્ત તે કાર્ય સોંપવામાં આવે છે."

મરિયમે કહ્યું કે, "પણ મંદવાડ આવે ત્યારે શું કરવું? તે વખતે દારૂ પીવો સારો કે નહિ?" પોતાની પુત્રીનો આ પ્રશ્ન સાંભળી સુંદરલાલ સહેજ વિચારમાં પડી તો ગયો, પણ પછી જવાબ આપ્યો

કે, "બેટા, આ પ્રશ્નનું નિરાકરણ કરવું ઘણુંજ મુશ્કેલ છે. જેઓમાં કલ્પના કરવાની શક્તિ છે તેઓ બધા એક સરખા અભિપ્રાયના નથી. બધાંનાં મન, બધાના અભિપ્રાય અને અનુભવ અને કલ્પનાશક્તિ સમાન હોતાં નથી, કારણ કે કપાળે કપાળે જુદી મતિ. વારૂ, જો તે દવા તરીકે ઉપયોગી છે તો શા માટે તેને બીજી દવા તરીકે બલકે દવાના પ્રમાણમાં અને વૈદ્યોની સમ્મતિ પ્રમાણે યોગ્ય પ્રમાણમાંજ વાપરવી ન જોઇએ? પ્રથમ વૈદ્ય હોશિયાર છે કે ઉંટવૈદ્ય છે તેની તપાસ કરવી, કારણ કે બધા વૈદ્યો સારા ને હોશિયાર હોઇ શકેજ નહિ; પાંચે આંગળીઓ સરખી ન હોય. વિશેષ આ દેશમાં તો વૈદ્યો ભાગ્યેજ સારા મળી આવે છે." મરિયમ બોલી, "મને જે બ્રાંડી પીવાડવામાં આવી તે કંઇ ડૉકટરના હુકમથી નહિ, પણ મારી સાસુએ પોતેજ વૈદ્ય બની પીવાડી હતી." બાપે કહ્યું કે, "હા, ને તેથીજ હું કહું છું કે તેને બીજી દવાની પેઠે દવાના પ્રમાણમાં પીવો જોઇએ. તારી સાસુના મનમાં તે એક ઔષધ તરીકે આપવાનું કંઇએ નહિ હોય. પણ હવે આટલેથીજ વિરામીએ, બીજે કોઈ પ્રસંગે આ વિષય છેડીશું."

જ્યારે મરિયમ એકલી પડી ત્યારે તેણે જે જે સાંભળ્યું હતું તે પર વિચાર કરવા લાગી, અને સ્વાનુભવથી એકંદરે બધું તેને સત્ય ભાસવા લાગ્યું. જો કે તેણે તેના બાપને સ્પષ્ટ તો નહોતું કહ્યું તો પણ પોતે બરાબર સમજતી હતી કે તેનો ધણી દિનપ્રતિદિન આ કુટેવના દાસત્વની ઝુંસરી નીચે આવતો જતો હતો, અને તેથી તેને દરરોજ વધારે ને વધારે દારૂ પીવા સારૂ જોઇતો હતો. ભવિષ્યમાં શું તે આ ટેવનો દાસ થઈ જશે? તેનું ભાવિ જીવન શું બોજારૂપ થઇ પડશે? તે જે કર્તવ્ય પૂર્ણ કરવા આ વિશ્વમાં સુજાયો હશે તેમાં નિષ્ફળ નીવડતાં શું તે જીવન નિર્માલ્ય ગણાશે? પોતાની સ્વતંત્રતાનો ગેરઉપયોગ કર્યાથી વહેલો મોટો શું તે તેને ગુમાવી બેસશે? આ બધા વિચારોથી તેના મન પર એટલી બધી પ્રબળ અસર થઇ કે પોતે જે જે શીખી હતી તે પોતાના સ્વામીને કહી તેને બચાવવાને અને તેના પોતાના તથા તેની બૈરી છોકરાંના હિતાર્થે આ કુટેવ, જેથી માત્ર નુકશાનજ પરિણામે છે, તે ત્યજી દેવા હાથ જોડી તેને વિનવવા માટે એકદમ ઘેર જવા તત્પર થઇ ગઇ

આ જોખમ જે તેના ધણીના માથા પર ટમટમી રહ્યું હતું તે દૂર થાય માટે, તથા આવા કઠિન કાળમાં તે તેને ટેકારૂપ અને ખરેખરી ભાર્યા તેના અર્થ પ્રમાણે થઈ પડે માટે ઈશ્વર તેને જ્ઞાન, બુદ્ધિ, સમજણ તથા કૃપા આપે માટે ઘણુજ દૃઢાગ્રહથી તે ઈશ્વરની પ્રાર્થના કરવા લાગી.

---

## પ્રકરણ ૪ થું.

### શાસ્ત્ર શું કહે છે?

બીજે દિવસે વિજળીના ચમકારા અને ગર્જનાના ગગડાટ વચ્ચે વર્ષાઋતુનો પ્રાદુર્ભાવ થતાંજ આકાશથી મુશળધાર વરસાદની વૃષ્ટિ થઇ. પ્રાણીમાત્રને શાંતિ વળી. પ્રાણી તથા મનુષ્યો આનંદના ઉદ્ગાર કાઢવા લાગ્યાં. વિશ્વમ્ભરા પ્રસન્ન થઇ પોતામાં સંતાઇ રહેલાં પ્રચ્છન્ન બીજને અંકુરિત કરવા લાગી. હરિયાળી ભૂમિમાં આંખને અતિ આનંદ આપનાર લીલુંછમ ઘાસ ઉગવાથી અતિ રમ્ય દિસવા લાગી. થોડા વખત ઉપર સૂર્યનાં પ્રચંડ કિરણોથી થતા ઉકળાટથી કંટાળી ગએલા માણસો હવે ઘરમાં ભરાઇ બેસી અગ્નિસેવન કરવા લાગ્યા. બીજે દિવસે પણ ભારે વૃષ્ટિ થવાથી કોઇ ઘર બહાર ફરકી શકયુંજ નહિ. આ તક સાંધીને મરિયમે પોતાનો ઇચ્છિત વિષય ઉપાડયો. બાળકો સુઇ ગયાં હતાં જેથી તેમને વાત કરવાનો સારો અવકાશ મળ્યો. સુંદરલાલે ત્રીજા પ્રશ્નના નિરાકરણાર્થે પોતાનું શાસ્ત્ર લીધું. ગજવામાંથી કાગળનો કડકો કાઢી ફરીથી પ્રશ્ન વાંચ્યો ને પછી પોતાનું શાસ્ત્ર ખોલ્યું.

આ સંબંધમાં સુંદરલાલ પોતાનો અભિપ્રાય દર્શાવે ત્યાર પહેલાં તો મરિયમ બોલી ઉઠી કે, "ઘણા એમ કહે છે કે દારૂ પરમેશ્વરનું આપેલું એક ઉત્તમ દાન છે, અને તેથીજ જો કે હિન્દુ મુસલમાનને તે પીવાની સખત શાસ્ત્રોક્ત મના છે, તોપણ ખ્રીસ્તીઓને તો તેવો કંઇ પણ પ્રતિબંધ નથી."

થોડીવાર સુધી વિચાર કર્યા પછી સુંદરલાલે જવાબ આપ્યો કે, "મારી સમજશક્તિ પ્રમાણે દારૂ પીવાની શાસ્ત્રમાં કંઇ પણ ખાસ આજ્ઞા

નથી તેમજ ખાસ નિષેધ પણ નથી; પણ કેટલાએક એવા હુકમ છે કે જેથી આપણે શું કરવું શું ન કરવું તે બુદ્ધિ તથા તર્કશક્તિનો ઉપયોગ કર્યાંથી સ્હેજે સ્પષ્ટ માલુમ પડી આવે.

"તોપણ યાદ રાખવું કે દરેક વિષય પર આપણા પ્રભુએ કંઇ ચોક્કસ નિયમ બાંધી આપ્યા નથી, પણ મુખ્ય સિદ્ધાંતોજ આપણી આગળ ધર્યાં છે; તે જો સમજીને પાળીએ તો આપણું શું કર્તવ્ય છે તે સમજી શકાય. ખ્રીસ્તી ધર્મની ખુબી એ છે કે તે દરેક દેશને, પ્રજાને અને જમાનાને અનુકૂળ પડે તેવો છે. જો દરેક ઝીણી ઝીણી બાબતો પર વિવિધ હુકમો આપવામાં આવ્યા હોત તો આ પ્રમાણે હોતજ નહિ. આ સાથે એ પણ વળી યાદ રાખવું કે દારૂ પીવાનો ચાલ જે આજે આખા જગતમાં ફેલાઇ ગયો છે તેવો ખ્રીસ્તના વખતમાં ફેલાએલો નહોતો, અને જ્યાં તે રહેતો, એટલે પાલેસ્તાઇન દેશમાં ત્યાં તો તેનો જવલ્લેજ ઉપયોગ થતો હશે એવો સંભવ છે.

"હવે એ વિષે આપણું કેવું વર્તન, કેવું કર્તવ્ય હોવું જોઇએ, ઇત્યાદિ વિષે શાસ્ત્રમાં શું લખ્યું છે તે સંશોધન કરી તપાસીએ. ખ્રીસ્તના નીચેના શબ્દો ધ્યાન દઇ સાંભળ—'તમે જગતનું અજવાળું છો; પહાડ પર વસાએલું નગર સંતાઇ શકતું નથી અને દીવો કરીને તેને માપા તળે નહિ પણ દીવી પર મુકે છે ત્યારે ઘરમાંનાં બધાંને તે અજવાળું આપે છે. તેમ તમે તમારૂં અજવાળું લોકની આગળ એવું પ્રકાશવા દો, એ માટે કે તેઓ તમારી રૂડી કરણીઓ જુએ ને આકાશમાંના તમારા બાપનો મહિમા કરે' (માત્થી ૫: ૧૪-૧૬). હવે તું પોતેજ કહે કે પ્રત્યેક ખ્રીસ્તી માણસ જેણે પોતા પર તારનારનું નામ ધારણ કર્યું છે, તેનું અનુકરણ કરવા તે સતત બંધાએલો છે. જેણે પોતાનું અજવાળું જગતની આગળ પ્રકાશવા પ્રતિજ્ઞા કરી છે તે પોતાના તારનારને દુષણ, એબ કે બટ્ટો લાગે તેવી રીતે કદી પણ વર્તશે શું?"

ત્યારે મરિયમે કહ્યું કે, "શું હિંદુ મુસલમાન દારૂ નથી પીતા કે?" તેના બાપે ઉત્તર આપ્યો કે, "જેઓ પોતાના ધર્મપ્રતિ એ નિષ્ઠાવાળા હોય છે તેઓ તો કદી નહિ પીએ; અને તેથીજ ખ્રીસ્તીઓના દારૂ પીવાથી

ખ્રીસ્તના નામને એબ લાગે છે. તે ઉપરથી આપણને પરહેજગાર રહેવા સબળ કારણ મળી આવે છે. ખરી વાત કે ખ્રીસ્તીઓને કદાપિ દારૂ પીવાની શાસ્ત્રોક્ત મના નહિ કરી હોય, તોપણ જેઓ ખ્રીસ્ત પર ખરો પ્રેમ કરે છે, સાચા અને વિશ્વાસુ ધર્મપરાયણ હોય છે, જેઓ તેનો મહિમા પ્રગટ કરવા ઉત્કંઠા ધરાવે છે તેઓ તો તેના મહિમાને અર્થે પોતાની નાશવંત અને ક્ષણિક મોજમઝા ત્યાગશે. કોણ કહી શકે છે કે દારૂ પીવો તે બહુ સારૂં અને આબરૂનું કામ છે? પીનાર પોતે પણ તેને નિંદે છે.

"વળી પ્રભુ ઇસુ ખ્રીસ્ત કહે છે કે, 'જો તારી જમણી આંખ તને ઠોકર ખવડાવે તો તેને કાઢી નાખીને પોતાની પાસેથી ફેંકી દે; અને જો તારો જમણો હાથ તને ઠોકર ખવડાવે તો તેને કાપી નાખીને પોતાની પાસેથી ફેંકી દે; કાંજે તારા અવયવમાંના એકનો નાશ થાય ને તારૂં આખું શરીર નરકમાં ન નંખાય એ તને ગુણકારક છે.' દારૂ ઘણા માણસોને વિઘ્નકર્તા છે તેથી, જો કે જમણી આંખ કે જમણા હાથ જેટલો પ્રિય હોય તોપણ, તેને દૂર કરી હમેશાં તેથી વિમુખ રહેવું. ખ્રીસ્તીઓને દારૂ પીવાની મના નથી કરી એવું જે મેં કહ્યું તેમાં મારી ભૂલ છે, કારણ કે રૂમીઓના પત્રના ચૌદમા અધ્યાયમાં આ પ્રમાણે લખ્યું છે કે, 'માંસ ન ખાવું, ને દ્રાક્ષરસ ન પીવો, ને જે કંઇ બીજાથી તારો ભાઇ ઠેસ ખાય છે, અથવા ઠોકરાય છે, અથવા નબળો થાય છે તે ન કરવું એ તને ઘટારથ છે.' ઉપરોક્ત શબ્દોથી સિદ્ધ થાય છે કે જો દારૂ મારા કોઇ ભાઇને ઠોકરરૂપ હોય તો તે પીવાની મને મના છેજ એમજ સમજવું; જેથી મારા ભાઇના અમર આત્માનો વિનાશ થાય તેવું કર્યાથી મને શો આનંદ મળે? હું મન પર કાબુ ધરાવું છું ને કદાપિ ન પીઉં તોએ ચાલે, પણ પેલો બિચારો મન પર કાબુ ધરાવનાર નથી, નબળો છે ને ઠોકર ખાઇ પડી જાય તેવો છે, તો ખાસ તેનેજ લીધે દારૂ પીવાનું મુકી દેવું જોઇએ. કારણ કદાપિ તે પણ મારૂં ચરિત્ર જોઇ પીવાનું મુકી દે અને એ પ્રમાણે કરી સાર્વકાળિક શાસનમાંથી બચી જાય, કારણ કે, શાસ્ત્ર કહે છે કે, 'છાકટા દેવના રાજ્યનો વારસો પામશે નહિ.'"

ત્યારે મરિયમે કહ્યું કે, "આ વિષે શાસ્ત્રમાં ઘણુંજ લખ્યું હોય તેમ જણાય છે; માત્ર આપણે આંખ ઉઘાડી શાસ્ત્ર તપાસવું જોઇએ." બાપે કહ્યું કે, "હા, બેલાશક, ઘણુંજ લખેલું છે, અને જોકે ઘણે ઠેકાણે લખેલુ છે, તોપણ માત્ર શાસ્ત્રના એકજ ભાગમાંથી વાંચી સંભળાવી સંતોષીશ: એ માટે તમે ખાઓ કે પીઓ કે જે કંઇ કરો, તે બધું પરમેશ્વરના મહિમાને અર્થે કરો. જો આ નિયમ આપણા દરેક વ્યાવહારિક સંબંધમાં માર્ગદર્શક હોય તો ન આપણે પાપ કરીશું કે ન તો આપણે અન્યને પાપમાં ધકેલી પાડીશું."

તરતજ એક બાળકના રડવાનો તીણો સ્વર સંભળાયો, જેથી વિષયવસ્તુમાં નિમગ્ન થએલી માતાને દોડી જવું પડયું.

---

# પ્રકરણ ૫ મું.

## પતિનો પેગામ.

સ્હેજે અને સહસા હર્ષની પ્રાપ્તિ ઘણી વખતે થઇ આવે છે. જ્યારે મનુષ્યની માનસિક સ્થિતિ ઉપાધિ, ઉદ્વેગ અને ચિંતાથી અસ્થિર થએલી હોય છે અને હાણુ કે લ્હાણુની અપેક્ષા રાખ્યા વિના તેનું ચિત્ત એકજ વિષયમાં નિમગ્ન થઇ બાહ્ય જગતની દરકાર ઓછીજ કરતું જણાય છે, ત્યારે સુખરૂપ સૂર્યનું માત્ર એકજ મંદ કિરણ પ્રકાશતાંજ તેના હ્રદયમાંજ અલૌકિક આનંદ ઉદ્‌ભૂત થાય છે તેની કૃતિ તો કંઇ ઓરજ છે! એવા અપ્રતિમ આનંદનો અનુભવનું યથાર્થ વર્ણન તો માત્ર કલ્પનાદ્વારાજ થઇ શકે!

એવોજ અપ્રતિમ આનંદ અત્યારે મરિયમને થયો. તેના સ્નેહાળ પતિ તરફથી તેને એક પત્ર મળ્યો જેમાં તેની સ્થાયી નિમણુક બીજે કોઇ સ્થળે થઇ છે તેવા સુસમાચાર આવ્યા, જેથી તે હર્ષાબ્ધિમાં ગરક થઇ સુખસમુદ્રે ઝોકાં ખાવા લાગી. પોતે હવે નવિન ગૃહસ્થાશ્રમ માંડશે, સ્વેચ્છાનુસાર સ્વતંત્ર થઇ શકશે, પોતાની અભિરૂચી પ્રમાણે ગૃહવ્યવસ્થા કરવામાં સાસુ કે કોઇ અન્ય વડીલ તરફથી અવરોધ

આવશે નહિ અને છેલ્લે પોતાના સ્વામિ પર તેનું દુર્વ્યસન મુકાવવામાં કેટલેક અંશે પ્રગતિના સાધનરૂપ થઇ પડશે, ઇત્યાદિ અવનવા સંકેતો તેને થવા લાગ્યા. અત્યારથીજ કલ્પનાદ્વારા ગૃહવ્યવસ્થાની રચનામાં વિવિધ ફેરફારો કરવા લાગી. અદ્યાપિ તેને પોતાની મનોવાંચ્છના પ્રકાશમાં લાવવા અવકાશ આવી લાગ્યો નહોતો, પણ એવો અવસર અનાયાસે આવ્યો તો તેનો સદુપયોગ કેમ ન કરવો ?

હવે નાનકડું પક્ષી પંખયુક્ત થયા પછી ઉડવાને અને વછેરૂં લગામ ધારણ કર્યાં પછી દોડવાને જેવાં આતુર હોય છે તેવી મરિયમ પણ અત્યારે અત્યંત અધીર થઇ ગઇ. તેના પતિ પર સાર્વભૌમ સત્તા ચલાવતી આ ભયંકર કુટેવનું તે હમેશાંને માટે નિકંદન કરશે તથા પોતાનાં બાળકોને સત્યવાદી, સર્વોત્કૃષ્ટ અને આજ્ઞાંકિત બનાવી ઇશ્વરને માટે તેઓને ઉછેરવામાં મદદનીશ થઇ પડશે, ઇત્યાદિ તર્કવિતર્ક તેના અંતરના ઉંડાણુમાંથી પ્રદર્શિત થવા લાગ્યા ! અત્યાર સુધીમાં તેણે જે જે પ્રાર્થનાઓ કષ્ટથી, આગ્રહથી અને ઉત્સુકતાથી કરેલી તેઓના પરિણામ પરત્વે આ આશીર્વાદની વૃષ્ટિ થઇ છે એ પ્રમાણે તે માનવા લાગી.

હવે તે વિશેષ આગ્રહથી અને અત્યાનંદથી પ્રાર્થનામાં પ્રવૃત થઈ: તેના માર્ગમાંથી આ એક અસાધારણ અને અસાધ્ય અડચણમાંની એક આપોઆપ વિમુખ થઇ જાણી તેની બાકીની વિનંતીઓનો પણ અનુકૂળ પ્રત્યુત્તર સત્વર મળશે, એવો તેના મનમાં આશાનો સંચાર થયો. જ્યારે સુંદરલાલે આ નૌતમ સમાચાર જાણ્યા ત્યારે પ્રેમદાસને, તે પોતાના નવિન કર્તવ્યનો સમારંભ કરે ત્યાર પહેલાં, પોતાને ત્યાં આવવાનું આમંત્રણ પત્રદ્વારે આપ્યું.

મરિયમને આ યુક્તિ ઘણી પસંદ પડી, કારણકે તે સમજતી હતી કે જો પ્રેમદાસ મદ્યપાનના સંબંધમાં તેના પિતાના ઉત્તમ અભિપ્રાય સાંભળે તો નિશ્ચે તે સમય સાધી પોતાની આ કુટેવ તજી દે. પ્રેમદાસ તરફથી તેના એક અઠવાડિયાના અરસામાં આવવા વિષેનો પત્ર આવતાંજ પ્રિય જનોના આનંદનો કંઇ પાર રહ્યો નહિ. વિશેષ હર્ષ તો તેઓને પોતાની યુક્તિમાં ફળીભૂત થવાથી થયો. માનસિક પ્રકૃતિ

એવી છે કે મનુષ્ય પોતે ગમે તેવો દુષ્ટ હોય વા પોતાનો સ્વભાવ ગમે તેવો વિલક્ષણ હોય, તોપણ વિદેશીય વસ્તીમાં પોતાનું ઓજ જાળવવાને માટે અભ્યગત વા સભ્યતાના નિયમોનું અનુકરણ કરે છે. આ પ્રસંગે પ્રેમદાસે પણ પોતાનું પૂર્ણ સ્વરૂપ પ્રકાસ્યું નહિ. એક સ્નેહાળ પતિ પેરે, એક પ્રેમી પિતા પેરે તથા વડીલોની મર્યાદાનું પ્રતિપાલન કરનાર એક સવિનય જમાઇ તરીકે પોતાનું વર્તન રાખ્યું.

પ્રત્યેકનાં અંતરોમાં અત્યારે જે એકજ વિષય રમી રહ્યો હતો તે પ્રેમદાસની ચાર વરસની નાની સાહસિક છોડીએ પ્રથમ આરંભ્યો. ખાતાં ખાતાં તે પોતાના પિતા પ્રતિ જોઈ બોલી, "પિતાજી, શું કેવળ એકલુંજ પાણી ગમે છે કે? દાદા, મારા પિતાને પેલો પદાર્થ, જે તેમને અતિશય પ્રિય છે, તે આપો." કર્ણેન્દ્રિય પર "પદાર્થનો" પ્રતિધ્વનિ થતાંજ પ્રેમદાસ આભો બની ગયો ને જવાબ આપ્યો, "શું તને એટલી સમજણ નથી કે જ્યારે અતિથિ તરીકે કોઇને ત્યાં આપણે જઇએ, ત્યારે જે જે આપણને આતિથ્યમાં આપવામાં આવે, માત્ર તેનોજ આહાર કે તેનુંજ પાન કરવું જોઇએ?" નાનાં નાનાં નિર્દોષ ને નિર્મળ બાળકોમાં અજ્ઞાનપણું ને ભોળાપણું વિશેષ દૃશ્યમાન થાય છે. એ ગુણો તેઓમાં સ્વાભાવિકજ અવતરેલા હોય છે, જેથી સારાસારનો વિચાર કે ભેદ ન સમજતાં ગમે તે બકે છે.

પ્રેમદાસની પુત્રી, જેનું નામ મોતી હતું, તેણે ફરીથી બોલતાં કહ્યું કે, "પિતાજી, તમે નિરંતર કહ્યા કરો છો કે જો તમને તમારી ઇચ્છિત વસ્તુ ન મળે તો કંઠે પ્રાણ આવી જાય છે, ભોજન પર રૂચી ઉત્પન્ન થતી નથી, માટે જો નહિ ખાઓ તો ભૂખ્યા રહેશો.' તેની માએ આંખનો અણસારો કરતાં કહ્યું કે, "મોતી, તારા પિતાને આ લાંબી મજલ પછી શ્રમ તથા ક્ષુધા લાગ્યાં હશે માટે શાંતિથી જમવા દે." આથી તેણે બોલવું બંધ કર્યું, પણ એકાગ્રચિત્તે તેના પિતા પ્રતિ જોઈ રહી, અને જ્યારે તે જમી રહ્યો ત્યારે તેની માના કર્ણમાં મંદ સ્વરે કહ્યું કે, "જો કે દારૂ તો ન મળ્યો તો પણ ધરાઇને ખાધું."

જ્યારે ઘરનો સ્ત્રીવર્ગ નિદ્રાવશ થયો ત્યારે સસરો જમાઇ આંગણે બેસી વાતચિત કરવામાં રોકાયા. મંગળાચરણમાં સુંદરલાલે પ્રેમદાસને

પૂછ્યું કે, "મોતીએ જે કહ્યું તે શું તદ્દન સંભવિત છે? શું તમે દારૂના એવા ચુસ્ત અનુસંગી થયા છો કે તેના સિવાય તમને ચાલેજ નહિ?" પ્રેમદાસે શરમાઇને જવાબ આપ્યો, "જવા દોની, એ છોકરાંની વાત પર શું ધ્યાન આપવું? હું કબુલ કરૂં છું કે મને પાણી વિશેષ પ્રિય તો નથી, તો પણ જેઓએ કદી તે કરતાં ઉત્તમ વસ્તુ આસ્વાદી નથી માત્ર તેઓનેજ તેની સ્પૃહા થાય છે!" "અરે! વૈદ્યો જેને વિષ કહી નિંદે છે તેને તમે ઉત્તમ શા આધારે કહી શકો છો?" "હું પોતેજ દસ વરસ થયાં તેનો ભક્ત છતાં તમારી સાથે સંવાદ કરવા હજી હૈયાત છું એજ તેનું સાક્ષાત અને ઉત્તમ ઉદાહરણ છે."

સુંદરલાલે ગંભીરાઇથી જવાબ આપ્યો, "ઝેર એકદમ માણસનો વિનાશ કરી શકતું નથી; દારૂ પીવાથી થએલું વિપરીત ફળ ભલે તમને હાલ તો ચર્મચક્ષુથી દષ્ટિગોચર ન થાય, પણ કોઇ દિવસે તે વિના વિલંબે વ્યક્ત થશે. જો એકજ વ્યાધિ તમને તથા મરિયમને લાગુ પડે તો મંદવાડમાંથી બચવાનો સંભવ તમારા કરતાં મરિયમને વિશેષ છે. સુપ્રસિદ્ધ ડૉક્ટરો તથા મોટે ભાગે જનસમાજનું માનવું પણ તેવુંજ છે." "વારૂ, ત્યારે કોઇ દિવસ તેનો પ્રયોગ કરી જોઇશું!"

તેજ ક્ષણે મરિયમ ત્યાં આવી જેથી તેમના સંવાદની સમાપ્તિ થઇ, તથાપિ સુંદરલાલે પોતાના અલિખિત ભાષણ કરતાં પુસ્તકના અભિપ્રાયો તથા શબ્દો વધુ નિશ્ચયાત્મક તથા અસરકારક થશે એમ સમજી પ્રેમદાસને એક નાની ચોપડીની ભેટ કરી, અને થયું પણ એમજ. કાંઈ પણ અલ્પબુદ્ધિના મનુષ્યથી અનાદર કે અવગણના કરી શકાયજ નહિ એવા વિવિધ અને મહાન સુપ્રસિદ્ધ લેખકોથી લખાએલા લેખો, અભિપ્રાય અને સિદ્ધાંતો જ્યારે તેણે ધ્યાનપૂર્વક વાંચ્યા ત્યારેજ આ વિષે તેને પૂર્ણ પ્રતીતિ થઇ, અને ત્યારેજ તેના વિલક્ષણ વિચારોમાં રૂપાંતર થવા લાગ્યું. સાચું કહીએ તો આ વિષય પર તેણે માત્ર ક્ષુલ્લક વિચારજ કર્યો હતો, નહિ તો ક્યારનોએ તેની માન્યતામાં અદ્ભૂત વિકાર થયા વિના રહેતજ નહિ! બીજાઓનાં દુરાચરણ જોઇનેજ તે આ કુટેવનો ઉપાસક બન્યો હતો અને અદ્યાપિ જારી રાખી હતી, કારણ

કે તે તેને મુન યથેચ્છ હતી. જેમ જેમ તે આ ચોપડીના વજનદાર શબ્દો વાંચતો ગયો તેમ તેમ તેના અંતરમાં અત્યંત અનુતાપ થવા લાગ્યો, અને "અરે! મેં આ નિંદ્ય વસ્તુનો સ્વીકાર જો પહેલેથીજ ન કર્યો હોત તો કેવું સારૂં!" એવા ઉદ્ગાર હવે તેના મુખમાંથી નીકળવા લાગ્યા!

વિચાર તો આ પ્રમાણે થયા પણ તે કાર્યસાધક નહોતા. લોઢું ગરમ હોય છે ત્યારેજ તેને ટીપવાથી ગમે તેવો ઘાટ થઇ શકે છે, તેજ પ્રમાણે જ્યારે અંતઃકરણ ઉત્તેજીત થાય છે અને કોઇ પણ કાર્યની સિદ્ધિ કરવામાં પ્રવૃત્ત થાય છે, ત્યારેજ તેનો પ્રારંભ કરવામાં કાર્યની પરિપૂર્ણતા રહેલી છે. પ્રેમદાસના મનનો ઉત્સાહ મનમાંજ સમાયો; જે કંઇ સુઅસર થઇ હતી તે કાળના પ્રભાવે વિસ્મરણ થઈ. તેજ પ્રેમદાસ હવે કહેવા લાગ્યો કે, "દરેકના કહેવા ને લખવા પ્રમાણે આપણા આચારવિચાર બદલવા બેસીએ તો દુનિયા કેમ ચાલે? થોડાજ વખતમાં અસ્તાવ્યસ્ત થઇ જાય અને દરેક પુરૂષની મગજની મતિ, ગાત્રની ગહનગતિ અને શરીરની શક્તિ ક્ષીણ થઇ લય પામે; હું તો આ દારૂની મૈત્રી છોડવાનો નથી; બૈરી છોકરાંને એક બાજુએ ગણતાં બીજી બધી વસ્તુઓમાં એ તો મને અત્યંત પ્રિય છે; વિષયના નિરૂપણમાં મને જો સબળ પ્રમાણો આપવામાં આવે તોજ હું તો કાન પકડી કબુલ કરૂં—તોજ હું તો આ મારો મહાન વિલાસ છોડું."

બીજે દિવસે પ્રેમદાસને તેના એક ખાસ મિત્ર તરફથી જમવાનું નિમંત્રણ મળ્યું. પ્રેમદાસ સિવાય આ નવિન મિત્રને કોઇ કુટુંબી જન ઓળખતું નહોતું, જેથી તે પંડે એકલોજ ગયો. સૂર્યનાં પ્રખર કિરણોથી તથા દૈનિક કર્તવ્યથી શ્રમિત થએલાં સુંદરલાલ તથા મરિયમ શીતળતાના તથા શાંતિના ઉપચારાર્થે આંગણે આવી બેઠાં. નિર્મળ આકાશમાં પૂર્ણિમાના ચંદ્રમાનું સામ્રાજ્ય વ્યાપી રહેલું હતું, જેથી તેની શીતળ પ્રભામાં બેસી આ બન્ને બાપદીકરી વાર્તાવિનોદમાં વળ્યાં, અને આનંદથી વખત નિર્ગમન કરતાં પ્રેમદાસના પ્રત્યાગમનની અતિ આતુરતાથી રાહ જોવા લાગ્યાં. મધ્યરાત્રીનો અમલ થતાંજ બહારથી ગાડીનાં પૈડાંનો કઠોર અવાજ થયો એટલે આ તો પ્રેમદાસજ હશે એમ વિચારી

સુંદરલાલે બારણા પ્રતિ પોતાનાં પગલાં દોડાવ્યાં, પરંતુ તેઓને આવતાં વિલંબ થવાથી પ્રથમ તો મરિયમ ચિંતાગ્રસ્ત થઇ, પણ જ્યારે તેઓનાં પુનઃ દર્શન થયાં ત્યારે પ્રેમદાસના શરીરમાં કંઈ ઓચિંત્યો વિકાર થઇ આવ્યો હશે એમ વિચારી તે કંઇ પ્રશ્ન પુછવા જતી હતી, તેટલામાં સુંદરલાલે તેનો વિચાર જાણી જવાથી ગંભીર, પણ કઠોર અવાજે કહ્યું કે, "મરિયમ, તું હાલ છોકરાં પાસે સુઇ જા, અને હું પ્રેમદાસની સરભરા કરૂં છું." મરિયમે મુંગે મ્હોડે બાપની આજ્ઞા માથે ચઢાવી, પણ આથી તેના મનનો ઉદ્વેગ વધતો ગયો.

બીજે દિવસે પ્રાતઃકાળથી પ્રેમદાસનું મસ્તક અતિશય દુખવા લાગ્યું, અને આંખે રાતાંપીળાં થઇ આવવા લાગ્યાં, પરંતુ પતિપરાયણ પત્નિ પોતાના પતિની પૂર્ણ પ્રેમે પ્રશ્ન પૂછ્યા સિવાય સેવા કરવા લાગી. આ વખતે તેની સ્થિતિ અત્યંત નરમ તથા પરવશ હતી. સાંજે જ્યારે તેની પ્રકૃતિ કંઇક સુધરી ત્યારે મરિયમ, જે એવા એકાંત પ્રસંગની ઉત્સુકતાથી રાહ જોતી હતી, તે તેની પાસે આવી બેઠી, અને લથડતા પણ મંજુલ સ્વરે વાર્તાનો આરંભ કરતાં કહ્યું કે, "હું તમને એક અગત્યના વિષય પર પ્રશ્ન પુછવા આવી છું; મારી માગણી મંજુર કરશોને?" "તે માગણી શી છે તે પ્રથમ જાણ્યા પહેલાં હું તને શી તરેહથી વચન આપી શકું? અન્ધ બની વચન આપવાથી ઘણી વખતે વિપરીત પરિણામ આવે છે, માટે કોઇ પણ સોગન્દ વા વચનથી બંધાયા પહેલાં તેના સારાસારનો વિચાર કરીનેજ વચન આપવું યુક્ત છે; હા, હું જાણું છું કે અદ્યાપિ તેં કંઈ પણ પ્રતિદાન મારી પાસેથી ઇચ્છ્યું નથી, માટે જે કંઇ માગવું હોય તે નિર્ભયતાથી માગ; મારી શક્તિ અનુસાર તે માગણી બનતા પ્રયાસે પુરી પાડીશ." "હું કંઇ વધુ વર ઇચ્છતી નથી: આપણા નવિન ગૃહસ્થાશ્રમ સંબંધી હું તમને કંઇક કહેવા માગું છું; લાંબા સમયથી ધારેલી ઇચ્છાની પરિપૂર્ણતા થવાનો નિકટ સમય હવે આવી પહોંચ્યો છે, અને અલ્પ સમયમાં તે નવિન ગૃહમાં પ્રવેશ કરવાથી આપણને અત્યંત આનંદ તો થશે, તથાપિ મારા તે આનંદમાં ન્યૂનતાનો કંઇક અવિર્ભાવ થાય છે, કારણ કે મને શક રહે છે કે આ નવું ઘર એક નાલાયક વસ્તુના પ્રવેશથી મલિન થાય—ભ્રષ્ટ થાય."

"ભ્રષ્ટ થાય! શાથી?"

મરિયમ મનની વ્યગ્રતા સંતાડવાના પ્રયત્નમાં નિષ્ફળ નીવડવાથી શરમિંદી થઇ ગઇ અને વિનંતીના રૂપમાં કહ્યું કે, "કૃપા કરી આ આપણા નવિન સદનમાં કોઇ પણ પ્રકારનો દારૂ ન લાવવાની વિનંતી કરૂં છું; આવી માગણી કરૂં છું તેથી શું તમને ખોટું લાગે છે? શું તમે રોષે ભરાશો? અરે! મહેરબાની કરી હા કહી મને ઉપકૃત કરો; હું તમારા સદાના આભારના ભારમાં દબાએલી રહીશ."

પ્રેમદાસને બોલવા વારી કે બારી રહી નહોતી; આગલી રાત્રીનું સાહસ હજી તેના સ્મરણપ્રદેશમાં તાજું હતું, જેથી લજ્જા પામી મૌન્ય ધારણ કર્યું. તે ઘણોજ ઝાંખો પડી ગયો, શું જવાબ દેવો તે તેને અત્યારે સુઝયું નહિ. ગૃહસ્થાશ્રમમાં પ્રધાનપદ ભોગવનાર કાર્યદક્ષ મરિયમે પતિ પર પ્રેમથી ને સહનશીલતાથી સાર્વભૌમ સત્તા ચલાવી પતિનો પ્રેમ સંપાદન કર્યો હતો, અને તેની ઉંડી છાપ તેના મન પર પડી હતી. અહિં તેને તેના કરેલા ઉપકારનો અવેજ વાળવાનો તથા બીજાઓના ધાર્યા જેટલો પોતે દુષ્ટ નહોતો તે સાક્ષાત સાબિત કરવાનો મંગળ અને અલભ્ય અવસર હતો. પ્રેમ આપવાને અહોનિશ આતુર અને આ મહાન સંકટમાંથી તેને તારવા પ્રાણાહૂતિ આપવાને પણ ઉત્સુક એવી મરિયમની આવી નાની માગણીનો સ્વીકાર કરવામાં તેને કંઇ વિશેષતા જણાઈ નહિ.

તેથી એમ વિચારી તેણે તેને કહ્યું, "શું એટલુંજ તું ઇચ્છે છે? હું ધારતો હતો કે કદાપિ કંઇ મહાભારત માગણી કરીશ, પણ આ તો 'ખોદવો ડુંગર અને મારવો ઉંદર' એવું કોતુક થયું, એથી વિશેષ ઇચ્છયું હોત તોપણ હું તે માન્ય રાખત."

"હા, પણ મારે મન તો એ મહાભારત માગણી છે, મને અન્યની અપેક્ષા નથી, માત્ર હાજ કહેવાથી મને અવર્ણનીય આનંદની પ્રાપ્તિ થશે, -અને આપણા લગ્ન પછી કદી નહિ અનુભવેલું તેવું સુખ આ તૃષ્ણાની તૃપ્તિ થતાં થશે."

"ઠીક ત્યારે, હું હા કહું છું; અત્યારથીજ તું આનંદિત થા; તને ખુશી કરવી એજ મારા હૃદયની ઉર્મિઓ છે. આજથી હું મારા સસરાની અનુમતિ પ્રમાણે વર્તીશ અને પરિસ્થિતિનો વિચાર કરતાં આ પ્રતિબાધક વસ્તુનો ઉપયોગ કદી કરીશ નહિ."

"તમારો અત્યંત આભાર થયો; આશા છે કે આ વચનના પ્રતિપાલન સાથે તમને કોઇ પણ પ્રકારે વિમાસવાનું રહેશે નહિ. જ્યારે પિતાજી આ નવિન ખબર સાંભળશે ત્યારે તેમને પણ મારા જેટલોજ આનંદ અવશ્ય થશે."

જ્યારે સુંદરલાલને આ વાત વિદિત કરી ત્યારે તેને હર્ષ થયો, પરંતુ આ હર્ષને તે પ્રકાશમાં લાવ્યો નહિ. સજ્જનો કહે છે કે સંપતિમાં હર્ષથી છલકાઇ જવું નહિ ને વિપત્તિમાં દુઃખથી દબાઇ જવું નહિ એ સુત્રનો અનુભવ વયોવૃદ્ધ સુંદરલાલને થયો હતો, તેથી જો કે તેને હર્ષ તો થયો તો પણ આ હર્ષની પાછળ અદસ્ય બીક સંતાએલી તો હતીજ—તેનો હર્ષ બીકમિશ્રિત હતો. બે ત્રણ દિવસ પછી પ્રેમદાસ મરિયમ તથા બાળકો સાથે વિદાય થયો.

---

## પ્રકરણ ૬ ઠ્ઠું.

### નવિન સંસાર.

નવિન ગૃહરાજ્યની લગામ મરિયમે હવે પોતાના હાથમાં લીધી, અને ગૃહને સ્વચ્છ અને સુઘડ બનાવવામાં, તેને દિપાવવામાં અને સર્વ સોઈસહિત સુવ્યવસ્થિત કરવામાં ઉછરતી ગૃહિણીએ કંઇ બાકી રાખ્યું નહિ. પોતાને નવિન સત્તા પ્રાપ્ત થએલી તથા નવિન ગૃહ પોતાની અભિરૂચી પ્રમાણે શૃંગારેલું જોઇ તેના હૃદયમાં અપરિમિત હર્ષ ઉદ્ભવ્યો. પ્રેમદાસે પણ પરાકાષ્ટાએ પોતાનું વચન પાળ્યું, છતાં વચનના પ્રતિપાલનથી તે ઘણી વખતે અમુઝામણમાં પડતો. મરિયમ આ જોઇ આશ્ચર્યચકિત થતી, અને તેને આવી અણગમતી પ્રતિજ્ઞાથી બાંધી લેવામાં યોગ્ય કર્યું છે કે નહિ તે વિષે તેને શક પડતો. તે

સમજતી કે ઘણા પીએ છે, તોપણ તેઓને તેથી કંઇ પ્રત્યક્ષ નુકસાન થતું જણાતું નથી, તો પછી પ્રેમદાસના સંબંધમાં બીવાનું શું પ્રયોજન ?

આગળ આપણે જોઇ ગયા કે મરિયમની એક માગણીનો સ્વીકાર કરવામાં આવ્યો, જેથી હવે તેને બીજી વિનંતી કરવાની પણ હિંમત આવી. આ વિજ્ઞપ્તિ તે પોતાના બાપને ત્યાં જેવી રીતે સવારસાંજ નિયમિત પ્રાર્થના થતી, તેમ અહિં પોતાને ત્યાં પણ નવિન ગૃહ માંડયા પછી કૌટુંબિક પ્રાર્થના કરવા વિષેની હતી.

"દિવસમાં બે વખત પ્રાર્થના! ભક્તિ, નીતિ અને ધર્મની પણ હદ હોય છે! પ્રત્યેક વિષયને અવલંબીને અનુવર્તન કરવામાંજ હિત છે, નહિ તો દરેક વિષયમાં મર્યાદાનું ઉલ્લંઘન કરી હદબહાર જવામાં કેવળ અહિત! જો દિવસમાં માત્ર એકજ વખત પ્રાર્થના કરવાનું તું માન્ય રાખે, તો હું તારી વિનંતીને અનુમોદન આપું, નહિ તો પછી દૈનિક સંસારચક્ર જે પ્રમાણે ચાલે છે તેજ પ્રમાણે ચાલવા દઇશું."

એક દિવસ પ્રાર્થના કરી રહ્યા પછી મોતીએ કહ્યું કે, "પિતાજી, હું ધારૂં છું કે તમને પ્રાર્થના કરવી ગમતી નથી, કારણ કે તમે કેટલી ઉતાવળથી અને ટુંકીટચ પ્રાર્થના કરાવો છો! દાદા તો ઘણીજ ગંભીરાઇથી, મનના પૂરા આવેશ, ઉત્સાહ તથા આનંદથી લાંબી પ્રાર્થના કરાવતા!" પ્રેમદાસે સ્હેજ હસતે મ્હોંએ જવાબ આપ્યો, "મોતી, કોઇને કંઇ ગમે ને કોઇને કંઇ." મોતીએ કહ્યું કે, "હા, તમને શું ગમે છે તેથી હું ક્યારે અજ્ઞાત છું જે? તમને તો પેલો રંગે પાણી જેવો પણ સ્વાદે તીખો એવો પ્રવાહી પદાર્થ ગમે છે, પણ એ તો માને ગમતો નથી એટલેજ તમે નથી પીતા તો! બિચારા પિતાજી! તમને તમારી મનગમતી વસ્તુ ન મળે એ તે કેવી દલગીરીની વાત !"

જેમ જેમ નવિન સંસારનો અનુભવ મરિયમને થતો ગયો તેમ તેમ તેને માલમ પડયું કે મનુષ્ય પોતે સ્વતંત્ર હોય, સ્વેચ્છાનુસાર નવિન ગૃહની સાર્વભૌમ સત્તા ઉપાર્જીત હોય, તોપણ તેટલામાં સુખની પ્રાપ્તિ થતી નથી, અર્થાત્ એટલાથીજ જીંદગી સહેલી, સરળ અને સુખી અનુભવાતી નથી.

મરિયમ પોતાના પતિને પ્રસન્ન કરવાને અહોનિશ પ્રયાસ કરતી, પણ હવે તે વિચારપરંપરામાં પડી કે "હું ગમે તેટલા યત્ન કરૂં તોએ તે ખુશી થતા નથી. શું આ કુટેવ તેમનું પુનઃ ગ્રહણ કરશે? મારા માગ્યાથી તેમણે પોતાના જે વિલાસને તિલાંજલી આપી છે તેની સાથે તેમને કંઈ સવિશેષ સંબંધ હશે કે ફક્ત મારી આગળજ ડાહ્યાડમરા દેખાય છે? એક રીતે તેમનું હિત અને બીજી રીતે અહિત કરવું એ શું યોગ્ય કહેવાય," ઇત્યાદિ વિચારો તેના મનમાં જન્મ પામતા, જેથી તેની અમુઝામણ વિશેષ વધતી. વળી પ્રેમદાસ પોતાનું વચન પાળતા હશે કે કેમ તે વિષે તે શંકાગ્રસ્ત થઇ, અને આ પ્રમાણે તેના વિશુદ્ધ ઉરમાં શંકારૂપી મલિન દૈત્યે નિવાસ કર્યો.

નાની મોતી જન્મથીજ શુષ્ક અને નબળી હતી. શિયાળાની ઋતુ શરૂ થતાંજ મોતીને ખાંસી લાગુ પડી. મરિયમે નાના નાના સાદા સહેલા ઉપાયો કરવા માંડયા, તેમ છતાં આ દરદ પ્રતિદિન વધતું ગયું. પ્રેમદાસનું આ વાતપ્રતિ અલક્ષ હતું, પરંતુ એક દિવસ તેની ઑફિસમાં રજા હોવાથી ઘરમાં છોડીની ઉધરસ સાંભળવામાં આવી. આથી તેણે મરિયમને "તું છોડીની સંભાળ બિલકુલ લેતી નથી, એટલુંજ નહિ પણ મને તે વિષે જણાવતીએ નથી; વારૂ, આવતી કાલે હું તેને જાતે ડૉકટરને ત્યાં લઇ જઈશ," ઇત્યાદિ કટુ વચન કહ્યાં. પણ મોતીને ડૉકટરને ત્યાં લઇ જવાનું સાંભળી મરિયમને કિંચિત્ હર્ષ થયો, અને ઉપરોક્ત શબ્દોએ મહેણાંરૂપી ઘા પર મલમની ગરજ સારી. પોતાના વચનાનુસાર બીજે દિવસે પ્રેમદાસ મોતીને ડૉકટરને ત્યાં લઇ ગયો. વત્સલ માતા તેઓના પ્રત્યાગમનની રાહ ઉત્સુકતાથી જોતી હતી, અને ડૉકટર રોગચિકિત્સા કર્યાં પછી શા શા ઉપચાર કરવાની સલાહ આપશે, અને એ ઔષધથી તેનો રોગ મટશે કે કેમ તે વિષે ઉંડા તર્કવિતર્ક કરતી હતી. છેવટે જ્યારે તેઓ પાછાં ફર્યાં ત્યારે પ્રેમદાસના હસ્તમાં એક મોટી અને બીજી નાની એવી ઔષધની બે બાટલી હતી.

આવતાંની સાથે મોતીએ માને કહ્યું, "મા, જુઓ તો ખરાં, ડૉકટરે કેટલી બધી દવા આપી છે! હવે મારી ઉધરસ ઝટ મટી જશે!"

પણ મરિયમે અચંબો પામી કહ્યું કે, "ખચિત, પેલી મોટી બાટલીની દવા મોતી માટે તો નજ હોય!"

પ્રેમદાસ ખીજાયો અને ઉદ્ધતાઇથી જવાબ આપ્યો, "ઔષધ નહિ ત્યારે વળી બીજું શું હશે? ડૅાકટરના હુકમને અનુસરીને હું તે દવા લાવ્યો છું; હું પ્રથમથીજ જાણતો હતો કે તું ડૅાકટરથી વધુ હોશિયાર હોવાનો ડોળ કરી તે દવા તેને આપવામાં પ્રતિબંધ કરીશ, તેથીજ ડૅાકટરની સમ્મતિ લઇ તે દવા લાવ્યો છું; વાસ્તે એ અમસ્થો ઉહાપોહ કરવો જવા દે!"

મરિયમને આ વાગ્બાણ અંતરમાં તીરની પેઠે ભોકાયું. તે વિચાર કરવા લાગી કે, "એવો તે કયો ડૅાકટર હશે. કે જેણે આટલી નાની છોડી માટે દારૂ આપ્યો હશે!"

માનું વદનકમળ કરમાએલું જોઇ મોતીએ કહ્યું કે, "મા, તમે આટલાં બધાં ઉદાસ કેમ દેખાઓ છો? શું કેવળ પેલી મોટી બાટલીની દવા માટેજ? જો તમારી એવીજ ઇચ્છા છે તો ભલે, હું તે નહિ પીઉં, અને મારા પિતાને પીવા આપીશ, કારણ કે તેમને તે અતિશય પ્રિય છે. વળી મારે વાસ્તે પેલી બીજી બાટલીની દવા છે, એટલે કંઇ હરકત જેવું નથી." આ શબ્દોથી પ્રેમદાસના ક્રોધરૂપી અગ્નિમાં ઘી હોમાયું ને પોતાના ક્રોધનો જુસ્સો નાજુક છોડી પ્રત્યે પ્રગટ કર્યો. તે બોલ્યો. "મોતી, છાની રહે; ડૅાકટર કરતાં તું ડાહી નથી; જે તેણે આપ્યું છે તે પીવું પડશે. ચાલ, અત્યારથીજ હું તને પીવડાવવાનું શરૂ કરૂં છું," એમ કહી તેણે બાટલી ખોલી અને મરિયમપ્રતિ જોઇ કહ્યું, "કદાપિ તું એમ ધારતી હોઇશ કે મોતીને એક ગ્લાસ ભરીને દવા આપવાની હશે, પણ તેમ નથી; તેને તો માત્ર દિવસમાં ત્રણ વખત ૭ ટીપાંજ આપવાનાં છે; તે કંઇ બહુ નુકશાનકારક ન ગણાય."

આથી મરિયમને સ્હેજ સંતોષ થયો ખરો: પણ તેને માત્ર બાળકની ચિંતા હતી એમ ન હતું. તેના મનમાં વિચાર થયો કે જ્યાં સુધી તે બાટલી ઘરમાં રહે ત્યાં સુધી પ્રેમદાસનું મન દોલાયમાન થયા વિના રહેજ નહિ. "ઔષધ" આપ્યા પછી પ્રેમદાસે મરિયમને બાટલી

કબાટમાં મુકતાં કહ્યું કે, "તને આ કામ પસંદ નથી તો ભલે, હું પોતેજ તેનો યોગ્ય ઉપાય કરીશ, પણ એટલી ચિંતા તારે શીર જે બાટલીને કોઇ અડે નહિ, નહિતો મારે કબાટે તાળું દેવું પડશે."

જમતી વખતે ભોજનગૃહમાં વિશેષ વિનોદ અનુભવાતો નહોતો. પ્રસંગવશાત્ જો નાની મોતી તરેહવાર પ્રશ્નો કરતી ન હોત તો ભોજનનો વખત મૌન્યમાં વિતી જાત. એક પ્રસંગે તેણે હસતાં હસતાં કહ્યું કે, "પિતાજી, નાસ્તા સાથે મારી થોડી દવા પીવી છે? ઇચ્છા હશે તો હું ખુશીથી આપીશ."

પ્રેમદાસે મોતીને ધમકી આપી કે, "તું છાની રહે." નાની મોતીની આંખમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં. અદ્યાપિ જે પિતા તેને પૂર્ણ પ્રેમથી ચહાતો હતો તેના ક્રોધનું કારણ તે કલ્પી શકી નહિ. જ્યારથી આ "ઔષધ" આવ્યું ત્યારથી એકની ગ્લાનિ અને બીજાનો રોષ એ પ્રમાણે માત અને તાતની સ્થિતિ હતી, તેથી આ ઔષધનેજ તે અનર્થના નિમિત્ત તરીકે લેખવા લાગી.

જ્યારે મરિયમ એકલી પડી ત્યારે તેના મનમાં સ્ફુરતા વિચારોનો ઉભરો કાઢવા લાગી; તેની સંધી આશાઓનું પરિવર્તન નિરાશારૂપેજ થયું; તેના આનંદનો પ્રતિધ્વનિ શોકરૂપેજ નીકળ્યો. જો કે તે પોતે વસ્તુસ્થિતિ યથાર્થ સમજી શકતી નહોતી, તોપણ જાણે કે દુ:ખરૂપી કાળું વાદળું ઘોર આડંબર કરી રહ્યું ન હોયની તેમ હવે તેને પોતાની ભાવી દુર્દશાનું સ્પષ્ટ દર્શન થતું જણાયું!

આ સંબંધમાં જો તે કોઇનો દોષ કાઢે તો માત્ર ડૉકટરનોજ. નાની, નાજુક અને માત્ર ખાંસીથીજ પીડાતી મોતીને બ્રાન્ડી આપવામાં તે મતિહિન કેમ થયો હશે! તે પોતે સમજતી કે બ્રાન્ડી તો ફક્ત અસાધ્ય રોગથી પીડાતા કોઇ પણ માણસને સચેતન રાખવા માટે તે લાભકારક થઇ પડે. પણ મોતી વિષે તો તેવું કાંઇ નહોતું, કારણ કે તે તો આનંદથી બધે કુદતી, ફરતી અને રમતી; ખાંસી સિવાય અન્ય દરદ તેને નહોતું.

ડૉકટર પોતે દેશી હતો, જેથી બ્રાન્ડી આ દેશના લોકોને કેટલી નુકશાનકારક છે તે તે અવશ્ય જાણતો હોવો જોઇએ, તેમ છતાં આ

ઔષધ કેમ આપ્યું હશે? વળી ડૉકટરે પોતેજ આ દવા આપી હશે કે કેમ તે વિષે અણુમાત્ર અંદેશો આવે તો તે પણ દવાના 'કેસ' પરથી દૂર થાય તેમ હતું! અરે! હું પોતેજ ગઇ હોત અને કોઇ બીજી દવા આપવા માટે વિનંતી કરી હોત તો આવો અવસર ન આવત.

ત્યારે શું હું તેને જાતે જઇને મળું? પણ તેમ કયાંથી વળી પતિનું પોગળ ફુટી જાય! ને તેમને જાણ પડે તો વળી ઘરમાં કોલાહલ મચે! આથી મનની દુગ્ધામાં તેને કંઇ સુઝયું નહિ! અદ્યાપિ પ્રેમદાસ અને મરિયમ એકબીજાને આદરમય પ્રેમથી ચ્હાતાં, જેથી મરિયમને પ્રેમદાસની બીક લાગતી નહોતી; પણ હવે તેને બીક લાગવા માંડી અને તેથી તે પોતે પણ આશ્ચર્ય પામવા લાગી. પોતે નવિન સંસાર તથા તજ્જનિત સુખ વિષે કેવી કેવી ઉચ્ચ અભિલાષા કરી હતી તે તથા તેની સાથે તેનું કેવું વિપરીત પરિણામ આવ્યું તે તેને યાદ આવતાં તેના શોકની સીમા રહી નહિ; તે ગળગળી થઇ ગઇ અને દુઃખ તથા નિરાશાથી તેની આંખમાંથી ચોધારે આંસુઓ વહેવા લાગ્યાં.

તેજ ક્ષણે મોતી ત્યાં આવી અને માને રડતી જોઇને નિર્દોષ પ્રશ્નો પુછતાં આશ્વાસન આપવા લાગી. "મા, તમે શાને રડો છો? કૃપા કરી રડશો નહિ, કારણ કે તમને રડતાં જોઇ મારૂં હૈયું ભરાઈ આવે છે! પિતાજી ઉદ્ધતાઇથી વર્તે છે તેમને શું કરીએ? ખરે! મા, તમને ખોટું ન લાગે માટેજ મેં તે પળે મારાં આંસુઓ રોકયાં હતાં! મા, શાંત થાઓ!"

મરિયમે રડવું બંધ કર્યું, અને બાળકને વ્હાલની ઉર્મિઓથી ઉત્સંગે બેસાડી કોટી કરી; અને સ્નેહથી તેને વાંસે તથા માથે હાથ ફેરવવા લાગી.

મોતી શાંત થઇ અને ફરીથી પુછવા લાગી, "મા, મને ઉધરસ થઇ છે તેથી રડો છો? શું તમને દહેશત રહે છે કે હું પણ પેલા પ્રથમ બાળકની પેઠે મરણ પામીશ?" મરિયમે મોતીને પ્રેમથી છાતીસરસી ચાંપી અને કહ્યું, "ના, દીકરી; હવે તો તારે માટે દવા લાવ્યાં છીએ તેથી તને ઝટ આરામ થશે." "પણ પિતાજી કહેતા હતા કે પેલી મોટી

બાટલીની દવા તો દારૂ છે તેથી મને તો વિશેષ દુઃખ થાય છે, કારણુ કે, મા, તમને તે પદાર્થ ગમતો નથીને ?" "પણુ બેટા, તારે તો કેવા અલ્પ પ્રમાણુમાં તે દવા પીવાની છે! ત્યારે તેને લીધે તો નહોતાં રડતાંને ?"

"જો, બેટા, હવે તો હું હસું છું, માટે તારે પણુ મા રડતી હતી તે ભુલી જવું જોઇએ. ચાલ, હવે તને કઇ રમત ગમે છે ?" આ પ્રમાણે રમતમાં વીતેલી શોકજનક હકીકત બાળકના સ્મરણુપ્રદેશમાંથી અદશ્ય થઇ ગઇ.

---

# પ્રકરણુ ૭ મું.

## વચન તોડ્યું.

થનાર બનાવોની પ્રતિચ્છાયા વાસ્તવિક રીતે પ્રથમથીજ દશ્યમાન થાય છે. મરિયમના મનમાં જે જે આશંકા અને વિહ્વળતાએ નિવાસ કર્યો હતો તે છેક નિર્મૂલ નહોતી. મોટી બાટલીનું ઔષધ જો કે નિયમિત રીતે મોતીને દરરોજ ત્રણુ વાર આપવામાં આવતું, તો પણુ એ ઔષધનો ઉપયોગ કરનાર તે એકલી મોતીજ નથી એવું તેને અલ્પ સમયમાં સ્પષ્ટ જણાઇ આવ્યું. એક અઠવાડિયાને અંતે મોતીને ફરીથી ડૅાકટરને ત્યાં લઇ જવામાં આવી, અને પ્રથમની પેઠેજ ડૅાકટરે ઔષધ આપ્યું.

જ્યારે તેઓ ઘેર આવ્યાં ત્યારે પ્રેમદાસે મરિયમને કહ્યું કે, "ડૅાકટર સાહેબ તેમનો અભિપ્રાય દર્શાવતાં કહેતા હતા કે મોતીની પ્રકૃતિ હવે સુધરવા આવી છે, માટે સદરહુ ઔષધ ચાલુ રાખવું જોઇએ. વળી ઉપરોક્ત હુકમ સાથે તે ઔષધ સહેજ વધુ પ્રમાણુમાં આપવાની સંમતિ આપી છે;" અને કદાપિ આજ કારણુને લીધે બીજી બાટલી એટલી જલદીથી ખલાસ થઇ હતી.

હવે શું કરવું તે વિષે મરિયમ ઘણીજ અમુઝામણુમાં પડી; તેને હવે પૂર્ણ પ્રતીતિ થઇ કે જે દારૂ પ્રેમદાસે પોતાના કહેવાથી મૂકી દીધો હતો તેના કરતાં બ્રાન્ડી તેને વિશેષ નુકશાનકારક થઇ પડશે. પોતે

પ્રેમદાસને મદદરૂપ થવાને બદલે છેલ્લે સરવાળે તેને નુકશાનકારક થઇ પડશે એ વિચાર તેને અતિશય સંતાપવા લાગ્યો, તથાપિ તેને કંઇ પણ મ્હોડેમ્હોડ કહેવાની તેની હિંમત ચાલતી નહોતી, કારણ કે કાળના અસ્થિર પ્રવાહની સાથે તેની વર્તણુકમાં પણ અદ્દ્ભુત વિકૃતિ દષ્ટિગોચર થવા લાગી. જે પ્રેમદાસ પહેલાં અત્યંત પ્રેમી અને નમ્ર હતો, તે હવે તેની બીકનું નિદાન થઇ પડયો; દિનપ્રતિદિન તે વિશેષ ચીડીઓ અને ઉદ્ધત થતો ગયો.

મનુષ્યસ્વભાવ એવો છે કે માણસ પોતે ગમે તેવો મંદ વા મુલતવી રાખવાની ટેવવાળો હોય, તો પણ જ્યારે તેને કોઇ પણ કાર્ય કરવાને ઉત્તેજીત વા પ્રયત્નવાન કરવામાં આવે છે, ત્યારે પહેલાં જેટલો તે મંદ હતો તેટલોજ તે ઉત્સાહી અને ચેતન થાય છે. એક દિવસે જ્યારે તેણીથી નહિજ રહેવાયું ત્યારે તેણીએ પોતાની સઘળી હિમ્મત એકઠી કરીને પ્રેમદાસને કહ્યું, "તમારી પાસેથી દારૂ ન પીવા વિષેની પ્રતિજ્ઞા લેવામાં મેં એક મોટી ભૂલ કરી એમ હું ધારૂં છું, માટે હવે એ પ્રતિજ્ઞા-પૂર્વક વર્તશો નહિ." પ્રેમદાસ દિગ થઇ ગયો અને તેની પ્રતિ જોઇ રહ્યો. આવી મતિ તેને કયાંથી સુઝી? આ પ્રમાણે કહેવામાં તેનો શો ઉદ્દેશ હશે? આ પ્રશ્નોનો પ્રત્યુત્તર તેની અંતરગત પ્રેરકબુદ્ધિએ નિશ્ચય-પૂર્વક આપ્યો, તોપણ બાહ્ય રીતે પ્રદર્શિત કરવા ન ઇચ્છતાં કહ્યું કે, "તું રજા આપે છે માટે તારો અત્યંત ઉપકાર, પણ કદાપિ હું પોતેજ સ્વેચ્છાથી ન પીઉં તો?"

બીજું એક અઠવાડિયું પણ વ્યતીત થયું તે અરસામાં આ કુટેવ વધારે ને વધારે દર્શન દેવા લાગી, અને આ કુટેવરૂપી વૃક્ષની જડ દિવસે દિવસે વધારે મજબૂત અને ઉંડી થતી ગઇ. પ્રેમદાસે પોતાના વચન પર પાણી ફેરવ્યું અને જે વિપુલ વ્રત તેણે લીધું હતું તેનું ઉચ્છેદન કર્યું તેથી તથા પોતાનું વચન પાછું ખેંચી લેવાથી મરિયમના અંતરમાં તીવ્ર પરિતાપ થવા લાગ્યો. દરરોજ તેનો વિષાદ વિશેષ વધતો ગયો, કારણ કે હવે આંખ આડા કાન કર્યે પાલવે તેમ નહોતું. સુંદરલાલે અગમચેતી આપરી જે કહ્યું હતું તે અક્ષરસઃ ખરૂં પડયું. પ્રેમદાસ હવે પોતાનો સ્વતંત્ર માલીક નહોતો, તે પોતાની જાતનું ભાન હવે ભૂલ્યો હતો અને

દારૂના દુઃખદ દાસત્વ નીચે આવ્યો હતો. પહેલાં તે જેવી રીતે માસિક પગાર કે પગારનો મોટો ભાગ ઘેર લાવતો તેમ તે હવે કરતો નહિ; કેટલીક વખત તો મરિયમના માગ્યા સિવાય એક પાઇ પરખાવતો નહિ, અને જો આપે તો ઘણીજ આનાકાનીથી એમ કહીને કે, "મોતીની દવામાં ઘણુંજ ખર્ચ થાય છે; એ પ્રમાણે હું હરઘડી પૈસા આપવાનો નથી."

મોતીને ડૉકટરને ત્યાં લઈ જવાનું, ઔષધ લાવવાનું તથા મોતીને તે નિયમિત રીતે પીવાડવાનું કર્તવ્ય જો પ્રથમથીજ મરિયમને સોંપવામાં આવ્યું હોત તો કેવું સારૂં થાત એમ મરિયમને ઇચ્છા અહોનિશ થયા કરતી. પણ એવી ધારણા રાખવી હવે વ્યર્થ હતી, કેમકે બધું કામ પ્રેમદાસે પોતાનેજ શીરે લીધું હતું. એક દિવસ જ્યારે પ્રેમદાસ મોતીને ઔષધ આપતો હતો ત્યારે તે બોલી ઉઠી કે, "મા, આ ઔષધ મને પ્રથમ તો અપ્રિય હતું, પણ હવે તો અત્યંત પ્રિયકર થઇ પડયું છે! મા, તમે તેને ચાખો તો ખરાં બહુ મઝેની દવા છે! તમને તે ખચિત બહુજ ગમશે; પણ આપણુ ત્રણને માટે વધારે જોઇએ ને તેમ કરતાં ખર્ચ વિશેષ થઇ જાય!" પ્રેમદાસે કહ્યું કે, "હાલ તો તારી માને તે દવાની આવશ્યકતા નથી; માંદી પડે ત્યારની વાત ત્યારે." "ત્યારે પિતા, તમે પણ માંદા હશો, કેમ?" "હા, ડૉકટરે તેમ કરવાની મને ફરજ પાડી છે." "શું એવી ફરજ પાડી છે કે તેમાંથી જેટલું પીવાય તેટલું પી જવું? મારી દવાના પ્રમાણમાંજ તમે પીતા હો, તો એ બાટલી એટલી જલદીથી પૂરી થઇ નહિ રહે." "પણ તું તો કેટલી નાની છે માટે તારે તો થોડીજ પીવી જોઇએ, અને જો હું તો તારા કરતાં કેટલો મોટો છું માટે મારે તો વધારેજ પીવી આવશ્યક છે!" એમ કહી મોતી તેને બીજા પ્રતિકુળ પ્રશ્નોત્તર કરે ત્યાર પહેલાં તો પ્રેમદાસે ત્યાંથી ત્વરાથી રસ્તો માપ્યો.

મરિયમને ઘણોજ ક્રોધ ચઢયો. જે વસ્તુ તેના પતિનો અનિવાર્ય વિનાશ કરતી હતી ને જેનો પરિત્યાગ કરાવવાને તે અનેક પ્રયત્ન કરતી હતી તે દારૂને એક ઔષધ તરીકે આપનાર ડૉકટરને તે બહુધા ઓળખતી હતી. એક ધાર્મિક અને સાધુપુરૂષ તરીકે સમાજમાં તેની સારી પ્રતિષ્ઠા હતી, ત્યારે આવી મૂર્ખાઇ તેણે કેમ કરી હશે? તેના ઔષધે

જે અનેક અનર્થો ઉત્પન્ન કર્યાં હતા તે વિષે તેને કહેવાની મરિયમની ઇચ્છા થઇ, કારણ કે સઘળી શિક્ષા પોતે ખમે અને અનર્થનો ઉત્પન્નકર્તા નાસી છુટે એ તેને અયોગ્ય લાગ્યું, અને તેથી કોઇ દિવસે પ્રસંગ આવે તેને જોઇ લેવાનો દઢ સંકલ્પ કર્યો.

ધીમે ધીમે મરિયમની ભાવી દુર્દશાનું વાદળું વધારે ને વધારે કાળું ને ભયાનક થવા લાગ્યું. પ્રેમદાસનો પગ ઘરમાં કવચિતજ ટકતો. પહેલાં તો મરિયમ જો પ્રેમદાસને એક પળ ન જુએ તો તેની મુખમુદ્રા ચિંતાતુર થઈ જતી, પણ હવે તો તેને ન જોવાથીજ તેની ચિંતા ટળતી. ઘરમાં તેના પગનો ધ્વનિ થતાંજ તે ચોંકી ઉઠતી, કારણકે જે પ્રેમદાસ પ્રથમ વિચારવંત પત્નીવત્સલ પતિ અને પ્રેમી પિતા હતો તે હવે વિચારશૂન્ય અને કઠોર થઈ ગયો હતો. જે વસ્તુ પર તેને અત્યંત આસક્તિ હતી તે, એટલે દારૂ, જ્યાં સુધી તેને મળે ત્યાં સુધી તે ભાગ્યેજ સ્ત્રી અને છોકરાંની ચિંતા કરતો.

વળી મોતીની પ્રકૃતિ હવે તદન સુધરી છે એવું નિમિત્ત શોધી કાઢી તેને ડૉકટરને ત્યાં લઇ જવાનું પણ બંધ કર્યું. મોતીની ઉધરસ હજી મટી નહોતી તેથી એક દિવસ મરિયમે મોતીને ડૉકટરને ત્યાં લઇ જવાની વિનંતી કરી, ત્યારે પ્રેમદાસે ક્રોધયુક્ત જવાબ આપ્યો કે, "મારા સિવાય કોઇએ તેને ત્યાં લઈ જવી નહિ. વળી હવે ઔષધની જરૂર જણાતી નથી, માટે નિરર્થક પૈસા ખર્ચવાનું કંઇ પણ પ્રયોજન નથી."

મરિયમ કંઇ બોલી નહિ, પણ મોતી તેના પિતા પ્રતિ અનિમિષ આંખે જોઈ રહી, અને જ્યારે તે વિદાય થયો ત્યારે તેની માને આશ્વાસન આપવા લાગી, " મા, મારા પિતા હવે આટલા બધા ગુસ્સે કેમ થતા હશે? શું મારી દવા પીએ છે તેથી? જો કે મને તો તે પસંદ છે, પણ જો આવુંજ અનિષ્ટ પરિણામ તેનાથી આવે તો બહેતર છે કે હવેથી નજ પીવી!"

"હા બેટા, હવેથી ન પીશ; કારણકે તારે કે તારા પિતાએ તે પીવી ઉચિત નથી; એ તો કોઇ મૂર્ખ ડૉકટરેજ એવી સલાહ આપી હશે!'

તે દિવસથી માંડીને આ ઔષધ બંધ કર્યું ને પ્રેમદાસે પણ તે વિષે વિશેષ પુછપરછ કરી નહિ. એક દિવસે જ્યારે તે હમેશ કરતાં વધારે સ્વસ્થ હતો અને મોતી તેની પાસે એકલીજ હતી ત્યારે તેણે પૂછ્યું કે, "પહેલાં તો તને આ ઔષધ ગમતું હતું, પણ હાલ ગમતું નથી એનું શું કારણ?' "હા, પહેલાં તો તેનો સ્વાદ મને ગમતો, પણ પછી મને માલમ પડ્યું કે તે પીધાથી તમે હમેશાં ઉદ્ધત થતા અને મા દિલગીર જણાતાં તેથીજ પસંદ નથી."

"હું ઉદ્ધત થાઉં છું એવું તું શા ઉપરથી કહી શકે છે?" મોતીએ સમયસૂચકતા વાપરીને પોતાની માનું નામ નહિ લેતાં કહ્યું કે, "કારણ એજ કે જ્યારથી તે ઔષધ આવ્યું ત્યારથીજ તમે ઉદ્ધત થયા છો." બાળકના આ નિર્દોષ શબ્દોથી પ્રેમદાસના મગજ પર ઉંડી અસર થઇ આવી. અને એ અસર પરત્વે તે બોલી ઉઠયો કે, "મોતી, હવે પછી હું ઉદ્ધત નહિ થઇશ." મોતીનું અંતઃકરણ આથી સંતુષ્ટ થયું અને તેનો પ્રેમી પિતા પોતાની ભૂલ સમજીને સુધરશે, એવી આશાનો અભ્યુદય તેના અભ્યંતરમાં ઉદ્‌ભૂત થયો અને પિતાના શબ્દો પર શ્રદ્ધા રાખી.

---

## પ્રકરણ ૮ મું.

### મોતી.

શિયાળાની ઋતુ હવે લગભગ સમાપ્ત થવા આવી હતી, અને ગ્રીષ્મઋતુનો પ્રાદુર્ભાવ થતો હતો એટલામાં તો આકાશમાંથી કરાંની પ્રચંડ વૃષ્ટિ થઇ આવી. જેથી વાતાવરણમાં વિપુલ વિકાર વર્તાઇ રહ્યો. અને જાણે કે શિશિર પુનઃ શરૂ થયો ન હોયની તેવો ભાસ સર્વત્ર થવા લાગ્યો. આ આકસ્મિક વિકાર ઘણાને પ્રતિકુળ થઇ પડયો અને તેને યોગે સમસ્ત વસ્તીમાં એવું એક મનુષ્ય મળવું મુસ્કેલ કે જે ખાંસી, શરદી અને તાવથી પીડાતું ન હોય! વાસ્તવિક રીતે સાર્વજનિક સ્થિતિ જ્યારે આવી ત્યારે બિચારી નાનકડી, શુષ્ક મોતીનું તો પુછવુંજ શું? અને તેથીજ તે આવા વિવિધ વ્યાધિઓનો ભોગ થઇ પડે તેમાં કંઇ પણ નવાઇ ન ધારીને જ્યારે તે ફરીથી ઉપરોક્ત વ્યાધિગ્રસ્ત થઇ ત્યારે આ દંપતિપર તેની વિશેષ અસર થઇ નહિ.

પ્રેમદાસ તો એ વિષયમાં ક્વચિતજ લક્ષ દેતો, બલ્કે પોતાને સ્ત્રીછોકરાં છે કે કેમ તે વાતજ તેના સ્મરણપ્રદેશમાંથી લોપ થઈ ગઇ હતી એમ કહેવામાં લેશમાત્ર અતિશયોક્તિ નથી! મરિયમને જો કે છોડીની વિશેષ ચિંતા તો નહોતી, પરંતુ તે તેની સારી સરભરા કરવામાં કંઇ બાકી રાખતી નહિ. એક રાત્રે મોતીને તાવ વિશેષ હતો, અને તેથી તે વારંવાર નિશ્વાસ નાખ્યા કરતી હતી; એકદમ તેનો શ્વાસ રૂંધાવા લાગ્યો અને ત્યારેજ મરિયમને ભાન થયું કે છોડી બેહાલ માંદી છે.

ઘરમાં એક સ્ત્રી નોકર તરિકે કામ કરતી હતી તે પણ પોતાના દૈનિક કર્તવ્યમાંથી મુક્ત થઇ ઘેર ગઇ હતી, અને એક નાનો છોકરો, જે મરિયમને ગૃહકાર્યમાં કંઇ કંઇ મદદ કરતો, તે પણ અત્યારે ભરનિદ્રામાં પડયો હતો. કેટલીક મુશ્કેલી પછી મરિયમે તેને ઉઠાડયો અને પ્રેમદાસ દિવાનખાનામાં છે કે નહિ તે જોવાને તેને મોકલ્યો.

છોકરો હસતો હસતો પાછો આવ્યો ને કહ્યું કે, "સાહેબ અંદર છે તો ખરા, પણ અત્રે આવી શકે તેમ નથી," અને પછી મંદ સ્વરે મરિયમના કાનમાં કંઇક કહ્યું, જેથી તે એકદમ ચમકી ઉઠી. હવે શું કરવું? પ્રતિઘડી નિશ્વાસ નાખતા બાળકને શાંત કરવાને કંઇક તો અવશ્ય કરવુંજ જોઈએ. જે ડૉકટરને ત્યાં મોતીને હમેશાં લઇ જવામાં આવતી હતી તેને સત્વર બોલાવી શકાય તેમ હતું, પણ પોતાના ઘરમાં તેને કદી નહિ પેસવા દેવાનો મરિયમે દઢ સંકલ્પ કર્યો હતો. વળી જેણે આવું ક્ષુદ્ર કૃત્ય કર્યું, તેનો હવે પછી વિશ્વાસ શો?

આવા આપત્તિના સમયમાં મરિયમને તેની એક પ્રિય સખાનું સ્મરણ થઇ આવ્યું. પૂર્વે તેમને પરસ્પર સારૂં સખ્ય હતું, પરંતુ હમણાં કેટલાંક કારણોને લીધે તેઓમાં કિંચિત વિરોધ ઉપસ્થિત થયો હતો. પોતાનો હાર્દ જનસમાજમાં પ્રગટ ન થાય એવા હેતુથી મરિયમ કોઇને બરોબર મ્હો આપતી નહિ, પણ મંદવાડમાં તેવા વિચાર શાને કરવા એમ વિચારી તાત્કાળિક મદદ માટે છોકરાને મિસિસ સિંગને ત્યાં દોડાવ્યો.

મરિયમનો લૂખો આવકાર જોઇને આ બાઇની લાગણી ઘણીજ દુખાઇ હતી, છતાં જેઓ સંકટમાં કે દુર્ભાગ્યના પંજામાં આવી પડ્યાં હોય તેઓને તેમાંથી મુક્ત કરવાને અર્થે અહોનિશ આતુર એવી આ ભલી બાઈ ગત વિરોધ ન સંભારતાં વિના વિલંબે દોડી આવી. મંદવાડનો તેને વિશેષ અનુભવ હતો તેથી એક દૃષ્ટિપાત કરતાંજ તે સમજી ગઇ કે છોડીનો મંદવાડ અતિ ભયંકર છે. "એકદમ ડૉકટરને બોલાવવો જોઇએ," અને પડોસમાં જે ડૉકટર રહેતો હતો તેનું નામ દીધું. ગ્લાનિયુક્ત અવાજે મરિયમ બોલી ઉઠી, "ના, ના, તેને નહિ, અન્યને બોલાવો."

મિસિસ સિંગ આશ્ચર્યચકિત થઇ ગઇ. "ત્યારે તો કોઇ સ્રીડૉકટરને બોલાવીએ ; હું પોતે જઇને બોલાવી લાવું છું." છોકરાને એક ગાડી લાવવા માટે મોકલ્યો અને તે દરમ્યાન મિસિસ સિંગ છોડીના રોગનો વેગ નરમ પાડવાના યોગ્ય ઉપચાર કરવા લાગી. તરતજ તેણે પૂછ્યું કે "તમારા પતિ ઘેર નથી?" આ પ્રશ્ન મરિયમને શલ્ય પેઠે સાલવા લાગ્યો, તેનું મ્હો છેક ઉતરી ગયું ને કંઇક મંદ સ્વરે બબડી કે "સારૂં નથી."

પોતાના પ્રશ્ને કેવી વિપરીત અસર કરી છે તે જોઇ મિસિસ સિંગ વિમાસણ કરવા લાગી. પ્રેમદાસ વિષે જે જે અફવા તેણે સાંભળી હતી તે હવે તેને સત્ય લાગી, અને પોતાનો અનાદર થવાનું કારણ પણ હવે સમજી. તરતજ ગાડી આવી અને એકવાર ફરીથી મરિયમ માંદી મોતી પાસે એકલી પડી. બાળક ઘણીજ ભયંકર સ્થિતિમાં છે એવો તેની સખીનો અભિપ્રાય સાંભળી મરિયમ વિશેષ ચિન્તાતુર થવા લાગી. એકદમ મોતી અર્ધનિદ્રામાંથી જાગી અને મંદ સ્વરે બોલી, "મા, મને ઉંચી કરો, મને અહિં દુખે છે, મારા બાપા ક્યાં છે? મને ડૉકટરને ત્યાં કેમ લઇ જતા નથી?" "બેટા, હમણુાંજ ડૉકટર આવશે અને તને સારૂં થઇ જશે, ચિન્તા ન કર." વખત પણ જાણે કે મરિયમની ઇચ્છા કરતો ન હોયની તેમ તેની ગતિ પણ અતિશય મંદ હતી.

આખરે ગાડીનાં ચક્રનો ધ્વનિ સંભળાયો અને તરતજ મિસિસ સિંગે ડૉકટર સાથે ઘરમાં પ્રવેશ કર્યો. ડૉકટરે દીર્ઘદૃષ્ટિ વાપરી તથા કેવા પ્રકારનો વ્યાધિ હશે તે વિષે અનુમાન કરી સાથે ઔષધ પણ આણ્યું હતું. સમય ઘણો બારીક હતો. રોગે સખત હુમલો કર્યો હતો

તેથી આ ત્રણે બાઇઓએ સંયુક્ત થઇ તેની શક્તિ ક્ષીણ કરવાને અર્થે કેટલાએક કલાકો નિર્ગમન કર્યાં. એક વખતે ડૉક્ટરે "છોડીનો બાપ ક્યાં છે" તેવો પ્રશ્ન કર્યો એટલે મરિયમ અમુઝામણમાં પડી, પણ તેની સખીએ તેને બદલે જવાબ આપ્યો, "અત્રે આવી શકે તેમ નથી, પણ પ્રાતઃકાળમાં આવશે." મરિયમને સખેદ માલમ પડયું કે જે ભેદને તે ગુહ્ય રાખવાને આટલા પ્રયત્ન કરતી હતી તે હવે પ્રસિદ્ધિમાં આવ્યો છે.

ડૉક્ટરને બીજે દિવસે પુષ્કળ કામ હોવાથી મરિયમ પાસે અત્યારે તે વિશેષ વખત વ્યતિત્ કરે તે અશકય હતું, તેથી કેટલીક આવશ્યક સૂચનાઓ કરી અને ફરી પાછું આવવાનું વચન આપી વિદાય થઇ. ડૉક્ટર અને મિસિસ સિંગ મોતીના સંબંધમાં વાતો કરતાં ગાડી સુધી આવ્યાં—અંતે, ડૉક્ટરે પોતાનું મસ્તક હલાવ્યું ને ગાંભિર્ય ધારણ કરી જવાબ આપ્યો, "નિમોનિયા રોગ અતિ ભયંકર છે. પ્રથમ આ છોડી માંદી તો હતીજ, તેની શક્તિ છેક ક્ષીણ થઈ ગઇ હતી અને શરીર પણ જર્જરિત થઇ ગયું હતું ને તેમાં આ અણધારી આફત આવી પડી એટલે તેને માટે તો વિશેષ ભયંકર ને હાનિકારક હોય તેમાં શો શક? વારૂ જોઇએ, આપણાથી બનતા પ્રયાસ કરીશું." મિસિસ સિંગે જવાબ આપ્યો કે "હા, બિચારી મરિયમ માટે." તેનું કોમળ અંતઃકરણ તેને માટે ઘણુંજ દ્રવવા લાગ્યું, કારણ કે તેને શીર અસહ્ય અને અણચિંત્યું દુઃખરૂપી વાદળ ઘોર આડંબર કરી રહ્યું હતું.

ડૉક્ટરના ગયા બાદ મિસિસ સિંગ ઘરમાં પાછી આવી એટલે મરિયમને પ્રશ્ન પૂછવાનુ મન થયું, પરંતુ તેની જીભ ઉપડીજ નહિ, તેથી ફક્ત દયામણે ન્હેરે તે તેના પ્રતિ જોઇ રહી. "બાઇ, ધૈર્ય રાખો, નિરાશ થવાનું કંઇ પણ પ્રયોજન નથી, હિમ્મત અને ઉત્સાહથી કાર્યમાં પ્રવૃત્ત થાઓ, હજી આપણે ઘણું કરવાનું છે. પ્રિય તારનાર આપણી પાસે રહીને આપણને મદદ કરશે." આ દિલાસાયુક્ત વચનોથી મરિયમના અંતરમાં આશારૂપી અંકુર ફુટયો અને પોતાના કાર્યમાં વિશેષ ઉત્તેજન મળ્યું. ખરેખર, આ અણીના પ્રસંગે અત્યારે તેની પાસે આ ઐહિક મિત્ર કરતાં એક મહાન અને આધ્યાત્મિક મિત્ર સાક્ષાત હાજર

હતો, અને તેણેજ આવા દુઃખના પ્રસંગમાં મિસિસ સિંગને તેની પાસે મોકલી હતી.

મરિયમે મિસિસ સિંગની વિનંતી કરતાં કહ્યું કે, "બાઇ, મહેરબાની કરી અત્યારે મારી સાથેજ રહેશો તો તમારો ઘણોજ ઉપકાર થશે." "હા, તમારી ઇચ્છા હશે અને જરૂર હશે ત્યાં સુધી હું તમારી પાસે રહીશ." ત્યાર પછી તેઓએ વારાફરતી થોડી વિશ્રાંતિ લીધી એ માટે કે બીજા દિવસના કર્તવ્ય માટે તેઓ છેક શ્રમિત થઇ જાય નહિ.

પ્રેમદાસ મરિયમને મળે ત્યાર પહેલાં પોતે તેને કેવી રીતે મળી શકે તે વિષે મિસિસ સિંગ વારંવાર વિચાર કરતી હતી. છોડીના મંદવાડ વિષે પોતેજ તેને ખબર આપે તે તેને સ્હેલું અને ઉચિત લાગ્યું. કદાપિ એક સાધારણ પરદેશીને જોઈ તે કંઇક સ્વસ્થ થશે એમ વિચારી પ્રેમદાસ કયાં છે તે જોવાને છોકરાને મોકલ્યો. છોકરે આવીને કહ્યું કે 'સાહેબનું માથું ઘણુંજ દુખે છે માટે ચ્હા માગે છે.' મિસિસ સિંગે વિચાર્યું કે આ પ્રસંગ ઠીક છે, હું પોતેજ ચ્હા લઇ જઈશ. જ્યારે ચ્હા લઈને તેણે પ્રેમદાસના ઓરડામાં પ્રવેશ કર્યો ત્યારે પ્રેમદાસ ઘણોજ વિસ્મિત થઇ ગયો અને તેના પ્રતિ જોઇ રહ્યો.

મિસિસ સિંગે કંઇ પણ ખુલાસો કર્યા વગર સરળતાથી સંધી વિગત કહી સંભળાવી. "છોડી એટલી બધી માંદી હતી, ત્યારે મને કેમ ન બોલાવ્યો? ડૉક્ટરને હું બોલાવી લાવત." મિસિસ સિંગ સ્થિર નેત્રે તેની સામું જોઇ રહી અને પછી જવાબ આપ્યો, "તમને બોલાવ્યા તો હતા પણ તમેજ ન આવ્યાને." પોતાનો ગૂઢ ભેદ પ્રગટ થયો જાણી પ્રેમદાસ ઘણોજ શરમિંદો પડયો. તેનું માથું દુખતું હતું તેથી મિસિસ સિંગે કહ્યું કે, "તમને આરામ થાય ત્યાં સુધી વિશ્રાંતિ લ્યો, બાળકને હાલમાં સ્હેજ ફેર પડયો છે, અને હું મરિયમ સાથે છું એટલે કંઈ હરકત જેવું નથી." પછી તે, પ્રેમદાસ કે જે આવા ભયંકર અરિના પંજામાં સપડાયો હતો તેની સ્થિતિ આ બેહાલ બિમાર બાળક કે દુઃખિત સ્ત્રી કરતાં વધુ કરૂણાપાત્ર છે એવું વિચારતી ત્યાંથી ચાલી ગઇ, અને બાળકની સંભાળમાં—સુશ્રુષામાં પરોવાઇ ગઇ—નિમગ્ન થઇ ગઇ.

# પ્રકરણ ૯ મું.

## જંજાળથી છુટી.

બીજે દિવસ મરિયમને અતિ કારમી થઇ પડયો. ઘણા ઘણા ઉપચાર કર્યાં છતાં મોતીની પ્રકૃતિ સુધરીજ નહિ. સ્ત્રીડૉકટર ફરીથી આવી પણ ગંભીર મુખમુદ્રા કરી અને ફરી આવવાનું વચન આપી ચાલી ગઇ. મિસિસ સિંગને પોતાના આવશ્યક કર્તવ્ય નિમિત્તે જવું પડયું પણ સત્વર પાછી ફરી, અને મરિયમને વિશ્રાંતિ આપવાને અર્થે જ્યારે બાળકને પોતાના હસ્તમાં લીધું, ત્યારે મોતીએ પોતાનાં નાનાં, નિસ્તેજ નેત્રો ઉંચાં કર્યાં અને પૂછ્યું, "મારા બાપા કયાં છે? તેમને બોલાવો તો." ચિન્તાયુક્ત અંતઃકરણે મરિયમ પ્રેમદાસને બોલાવવા ગઈ. હવે જો પ્રેમદાસ સ્વસ્થ ન હોય અને આવી ન શકે તો છોડીને પ્રત્યુત્તર શો દેવો? બે હસ્તમાં માથું પકડી પ્રેમદાસ પોતાની કોટડીમાં બેઠો હતો; મરિયમ તેને ધીમેથી અડકી ને મંદ સ્વરે કહ્યું કે, "મોતી બેહાલ માંદી છે અને તમને મળવાની ઇચ્છા દર્શાવે છે, માટે આવો તો સારૂં."

પ્રેમદાસના મનમાં આશંકા હતી કે રખેને ફરીથી મિસિસ સિંગ સાથે અચાનક મેળાપ થઇ જાય તેથી કહ્યું કે, "તેને અહિં લાવી શકાય તેમ નથી?" "અરે ના, મોતી બહુજ માંદી છે; તે તો હવે મરણ-શય્યાએ પડી છે." આવા દારૂણ શબ્દો તેના મુખમાંથી પ્રથમજ નીકળતાં તેના શોકની પરિસીમા રહી નહિ; એકદમ તેનાં નેત્રોમાંથી અસ્ખલિત અશ્રુધારા વહેવા લાગી. આ આંસુએ પ્રેમદાસના મગજ પર પ્રબળ અસર કરી; તેના પથ્થર સમાન હૃદયને પીગળાવી દીધું. તેનું માથું દુખતું હતું તે પણ તે ભુલી ગયો, લાજ અને નિંદાનો પરિત્યાગ કર્યો અને મનુષ્યકર્તવ્ય કરવાને અર્થે સદ્ય તત્પર થઇ ગયો. અત્યારે તેને માત્ર એકજ વાતનું ભાન હતું એટલે પોતાની નાની પુત્રી મોતીનું, હા, પોતાના લાડકા રમકડાનુંજ ભાન હતું. "ચાલ તેની પાસે જઇએ" એમ કહી બન્નેએ જે ઓરડામાં મોતી તેમની અતિ ઉત્સુકતાથી રાહ જોતી હતી તેમાં પ્રવેશ કર્યો.

મોતીની મુખમુદ્રા જોતાંજ પ્રેમદાસને મરિયમનું અનુમાન સત્ય લાગ્યું; ખરેખર મોતી મરવાની અણી પર હતી. જેવો પ્રેમદાસ પોતાની શુષ્ક અને પુષ્પવત્ મોતીને હસ્તમાં લેવાને નીચે નમ્યો કે મોતીએ તેના કાનમાં કહ્યું, "બાપા, મને હ્યો, અત્યાર સુધી તમે ક્યાં ગયા હતા?" પશ્ચાત્ જ્યારે દારૂની અસર અગોચર થઇ અને તેનું મગજ શાંત થયું ત્યારેજ પ્રેમદાસને વસ્તુસ્થિતિનું વાસ્તવિક ભાન થયું અને ત્વરિત ઉપાય કરવાની મતિ સુઝી.

છોડીને વિપૂલ વેદના સ્હેતી જોઇ તેના મનમાં કંઇ પણ કરવાની ઉત્કંઠા ઉત્પન્ન થઇ અને તેથી પોતાની પત્નીને પાસે બોલાવીને કહ્યું કે, "મોતીને લે, હું ડૉકટરને બોલાવવા જાઉં છું." "સ્ત્રીડૉકટર હમણાંજ આવી ગયાં છે અને વળી અલ્પ સમયમાં આવશે." "પણ તેના આપેલા ઔષધથી કંઈ ફેર પડયો નથી માટે બીજા ડૉકટરને બોલાવી લાવું છું."

મરિયમને ઘણીજ બીક લાગી. પોતાના ઘરમાં આવું દારૂણ સંકટ લાવવામાં જે મનુષ્ય પ્રધાન કારણ હતો તે ડૉકટરને તો કદાપિ બોલાવતા ન હોય એ વિચારથી મરિયમ ઘણાજ ગભરાટમાં પડી! માત્ર આજનોજ દિવસ તેને ન મળી શકાય તેમાંજ છોડીનું શ્રેય હતું તેથી તેણે ધ્રુજતા હોઠોએ પ્રેમદાસને પૂછ્યું કે, "ડૉક્ટર રસુલશાહને તો નથી બોલાવતાને?" "ના, ના, અહીં જે સર્વોત્તમ ડૉકટર છે તેને બોલાવવા જઉં છું."

પછી મોતી પ્રતિ ફરીને કહ્યું કે, "બેટા, હું એક બહુ હુશિયાર ડૉકટર સાહેબને બોલાવવા જઉં છું તે એવું ઉત્તમ ઔષધ આપશે કે તને ઝટ આરામ થઇ જશે" એમ કહી ચાલતો થયો.

તરતજ સ્ત્રીડૉકટર આવી અને પ્રેમદાસ સિવિલ સર્જનને બોલાવવા ગયા છે તે ખબર સાંભળી. તે કંઇ બોલી તો નહિ, કારણ કે તે સમજતી હતી કે ગમે તેવા હુશિયાર વૈદથી પણ આ જીંદગી, જેના દિવસો હવે ભરાઈ ચૂકયા હતા, તેમાં કિંચિત વૃદ્ધિ કરી શકાશે નહિ.

પ્રેમદાસને આવતાં વિલંબ થયો. મોતી હવે મરણની અંતિમ સ્થિતિએ પહોંચી હતી; તેનાં નેત્રો એવાં તો નિસ્તેજ થઇ ગયાં હતાં કે

તેમાં બાપને કે માને ઓળખવાની શક્તિ રહી નહોતી તેથી ડૉકટર આવે છે કે કેમ તેની હવે તેને શી ચિંતા!

તરતજ તેઓ આવ્યા અને જ્યારે આ નવિન ડૉકટરે મોતીને જોઇ ત્યારે તેની પણ પૂર્ણ પ્રતીતિ થઇ કે ઉત્તમમાં ઉત્તમ ઔષધથી પણ હવે કંઇ વળવાનું નથી, તોપણ આ ચિંતાગ્રસ્ત દંપતિને સંતોષવાને પોતાથી બનતું કર્યું, અને પછી પુનઃ આવવા વિષે કંઇ પણ સૂચના કર્યા સિવાય વિદાય થયો. મિસિસ સિંગને પણ કિંચિત નિવૃત્તિ ન હોવાથી "જરૂર પડે કે તરત મને બોલાવવી" એમ કહી વિદાય થઇ. એક કલાક પછી જ્યારે તે પાછી આવી ત્યારે આ દંપતિ પોતાના વ્હાલા બાળકની જીંદગીરૂપી ભરતીનો ઓટ શોકગ્રસ્ત અને ચિંતાતુર મુખે જ્યાં નિહાળતાં હતાં ત્યાં આવી તેણે પણ તેમાં ભાગ લીધો.

સાયંકાળ થવા આવ્યો હતો! મોતીના ઓરડામાં શૂનકાર વ્યાપી રહ્યો હતો! મોતીનો આ ઐહિક જીંદગીરૂપી દિપક આવનાર દુનિયા, જ્યાંનાં નિવાસીઓ કદી એમ કહેતાં નથી કે "અમે માંદાં છીએ" ત્યાં વધારે પ્રદિપ્ત થવાને અર્થે હોલવાઇ ગયો. બનાવ એટલો તો અણચિંત્યો બન્યો કે પ્રેમદાસ પ્રથમ તો તે માની શકયોજ નહિ, પણ જ્યારે તેની ખાતરી થઇ ત્યારે તે ઉભો થયો અને બેભાનાવસ્થામાં કોટડી બહાર ચાલ્યો ગયો.

આસરે બેએક કલાક પછી બારણા આગળ એક અવાજ સંભળાવ્યો. "અંદર આવું?" કંઇ જવાબ મળ્યો નહિ એટલે આવનાર બોલાવ્યા સિવાય અંદર દાખલ થયો. મરિયમે દ્દષ્ટિ ઉંચી કરી તો ડૉકટર રસુલશાહને જોયો. જે માણસે મરિયમના ઘરનું આવું ભારે સત્યાનાશ વાળ્યું હતું તે જો કદાપિ અનાયાસે ત્યાં આવી ચઢે તો કેવો કોલાહલ મચે તે દેખાવ મરિયમનાં મનચક્ષુ આગળ વારંવાર ચિત્રવત્ દેખાતો. તેણે નિશ્ચય કરી રાખ્યો હતો કે જો કદી આવે તો એકદમ તેના પર નિંદા અને અપમાનનો મેવલો વરસાવું અને ઘરનો ઉમરો ઓળંગવા ન દઉં! પણ હવે મોતી તો મરણ પામી ત્યારે એ અમસ્થો ઉહાપોહ શા માટે?

ડૉકટરે ઘરમાં આમતેમ નજર કરી અને શબવત મોતીને જોઇ આશ્ચર્ય પામ્યો અને કહ્યું કે, "મેં સાંભળ્યું કે તમારી છોડી માંદી છે, વાસ્તે તેને જોવા અને બની શકે તેવી મદદ કરવા અત્રે આવ્યો છું." મરિયમ ધીમેથી ઉઠી અને ઘરના અંત્યખૂણા પ્રતિ ગઇ અને એક નાના ખાટલા પરથી એક શ્વેત આવરણ ખેંચ્યું. જે બાળકને તે મદદ કરવાને આવ્યો હતો તે તો અહિં જડવત્ પડયું હતું!

પર્યવસાન પામેલી છોડીના મુખ પર સૌંદર્ય, અપ્રતિમ આનંદ અને શાંતિની એવી તો અલૌકિક પ્રતિમા છવાઇ રહી હતી કે દુઃખ તે શું તેનો તેને જાણે કદી અનુભવ પણ થયો ન હોય! પણ જાણે કે કોઇ આનંદી અને નિર્દોષ ક્રીડા કર્યાં પછી શ્રમિત થઇ નિદ્રાધિન ન થઇ હોયની તેવો દિવ્ય ભાસ તેનું મુખ કરાવતું હતું! મરિયમ બાળક પ્રતિ શાંત અને દયાર્દ્ર ચ્હેરે જોઇ રહી અને પછી ડૉકટર, જે અનુકંપાના બે બોલ કેવી રીતે ઉચ્ચારવા તે વિષે વિચારતો હતો, તેને કહ્યું, "બહુ સારૂં થયું કે મારૂં નાનકડું વ્હાલું રત્ન ગુમ થયું." મરિયમને આ શબ્દો આવા ધૈર્ય અને શાંતિથી બોલતાં સાંભળી ડૉકટર મૌન્ય ધારણ કરી મૂંઢમૂઢ ઉભો રહ્યો.

મરિયમે બોલવું શરૂ કર્યું, "મારા મનહર ગુલાબને પ્રફુલ્લિત અને પરિપકવ થવાને અર્થે આ ઘર યોગ્ય સ્થાન નહોતું, તેથી ઇશ્વરે તેને ચૂંટી લીધું. ત્યાં તેને કોઇ કંઇ ઉપદ્રવ કરી શકશે નહિ." ડૉકટરે વિચાર્યું કે મજકુર શબ્દોમાં કંઇ ગુહ્યભેદ હોવો જોઇએ, પણ આ અથાગ, અકળિત અને ગૂઢ ભેદ તે સમજી શકયો નહિ તેથી પૂછ્યું, "એ પ્રમાણે બોલવામાં તમારો શો ઉદ્દેશ છે તે મારાથી સમજાતું નથી માટે કૃપા કરી સમજાવશો."

મરિયમનો ચ્હેરો એકદમ વિક્રાળ અને રક્તવર્ણ થઇ ગયો અને કઠોર અવાજે બોલી, "ઘરની પાછલી ઓરડીમાં જાઓ તો તમે જાણશો કે મને 'મારી છોડી આ કરતાં એક અતિ દિવ્ય અને અલૌકિક સ્થળમાં છે' એમ કહેતાં શા માટે કિંચિત હર્ષ થાય છે." જેવો તે ત્યાં જવાને અર્થે ફર્યો કે મરિયમે કહ્યું "અને જ્યારે તમને આ વાતનું જ્ઞાન થાય ત્યારે એટલું ન ભૂલતા કે જે વસ્તુ અત્રેથી બહિષ્કૃત થએલી

તેને આ ઘરમાં પુનઃ લાવનાર તથા આ છોડીના બાપની અતિ હિન સ્થિતિ કરનાર તે તમેજ છો.''

ડૉક્ટર રસુલશાહ ઘણીજ અમુઝામણમાં પડયો અને આ ભેદ તેને સમજાય માટે તે તે કોટડી પ્રતિ ચાલ્યો. તેણે દ્વાર ઠોકયું પણ અવાજ આવ્યો નહિ; તે બોલ્યો પણ પ્રત્યુત્તર મળ્યો નહિ, છેવટે અંદર પ્રવેશ કર્યો. પ્રેમદાસ પોતાના વિનાશનું સાધન એક હસ્તમાં પકડી શરાબની નીશામાં અલમસ્ત બની બેઠો હતો!

રહસ્ય સમજાયું. યૌવન માતાએ યથાર્થજ કહ્યું કે તેનું બાળક એક દારૂડીયાના ઘરમાં હોય તેના કરતાં જ્યાં પાપ કદી પ્રવેશ કરી શકતું નથી એવા પવિત્ર સ્થળમાં હોય તેજ સારૂં છે. તેનું કહેવું સત્ય હતું. પણ તેમાં મને શું લાગે વળગે? લાંબા વિચાર પરત્વે પ્રેમદાસ પોતાની છોડીને લઈને તેને ત્યાં આવ્યો હતો તે દિવસનું તથા અત્યારે છોડીના અવસાન સમયે આ દુઃખી બાપે પોતાનો શોક ડુબાડવાને અર્થે જે વસ્તુનો ઉપયોગ કર્યો હતો તેજ વસ્તુ છોડીને ઔષધ તરિકે આપી હતી તેનું તેને સ્મરણ થઇ આવ્યું.

ડૉક્ટર રસુલશાહ જો કે ડાહ્યો તો નહિ પરંતુ એક ભલો માણસ હતો, પોતાના હાથે જે અજ્ઞાનતામાં પણ શકરહિત કર્યું હતું તેનું જ્યારે તેને ભાન થયું ત્યારે તેના અંતઃકરણમાં શોક અને અનુતાપ ઉત્પન્ન થયાં, અને ત્યાં અને તેજ ક્ષણે પોતાના ભોગ સમક્ષ ઘુંટણીએ પડી ઈશ્વિર આગળ એવી બીષણ પ્રતિજ્ઞા કરી કે આ માણસને આ મહાન અરિના પંજામાંથી બચાવવો એજ મારા જીવતરનું મહત્ કર્તવ્ય થશે અને ત્યાર પછી એના જેવા અન્યને.

બીજે દિવસે શબની ગંભીર દફનક્રિયા કરવામાં આવી. શબ ઘણું નાનું હતું. જેઓ ડાઘુના વેષે આવ્યાં હતાં તેઓમાં મરિયમ અશ્રુવિહિન દૃષ્ટિએ પડતી હતી. તેનો ચ્હેરો શાંત, ગંભીર અને ફીક્કો હતો. તેણી એક માણસના હસ્ત પર ટેકીને ચાલતી હતી, કદાપિ તે તેનો બાપ હશે. બીજું એક મિત્ર હતું, પણ વિશેષ અજાયબ જેવી વાત કે પ્રેમદાસ તો ત્યાં મળેજ શેનો!

# પ્રકરણ ૧૦ મું.

## ડૉ. રસુલશાહ.

ઉપરોક્ત બારીક પ્રસંગે શોકગ્રસ્ત મરિયમને દિલાસો, ધૈર્ય અને આશ્રય આપવાને અહોનિશ આતુર એવી ભલી અને વિચિક્ષણ બાઇ મિસિસ સિંગ તેની સાથે હતી. સુંદરલાલ કદાપિ આવશે એમ ધારી તેને તાર કર્યો હતો અને પ્રાતઃકાળ થતા પહેલાં તો તે આવી પહોંચ્યો. પોતાની એકનીએક અને પરમપ્રિય પુત્રીને આવા ભારે સંકટમાં જોઇ પિતાના અંતરમાં કેવું તીવ્ર દુઃખ થયું હશે તેનું યોગ્ય વર્ણન કોણ કરી શકે! ખરે! તેના લગ્ન પ્રસંગે તેની ભાવી દુર્દશાનો જે કિંચિત્ ભાસ તેને થયો હતો તે છેક નિર્મૂળ નહોતો!

અત્યારે તેને માત્ર એકજ વિચાર થયા કરતો હતો એટલે કે મરિયમને પોતાને ત્યાં લઈ જવી અને પ્રેમદાસ સુધર્યો છે એવું તેને પ્રતિત થાય ત્યાં સુધી તેને પોતાને ત્યાંજ રાખવી; પણ મરિયમ આ વાતને અનુમોદન આપતી નહોતી, કારણકે પ્રેમદાસ એકલો રહે તેનો અર્થ એજ કે પ્રમાદ અને પરીક્ષણમાં પડેલા આ માણસનો અનિવાર્ય વિનાશ! તે તેનો પતિ હતો એટલુંજ નહિ પણ જે નાની છોડી થોડા વખત ઉપર તેના હસ્તમાં પર્યવસાન પામી હતી તેનો પિતા હતો, તેથી પોતાને અર્થે તથા છોડીના મધુર સ્મરણાર્થે તેની પાસે રહી તેને બનતી મદદ આપવા તે તૈયાર થઇ!

સુંદરલાલને આ વિચાર પસંદ પડયો, તેથી કંઇ વિશેષ ખેંચતાણ કરી નહિ. જે વસ્તુનો ઘરમાંથી બહિષ્કાર થયો હતો તેનો ફરીથી ત્યાં સત્કાર થયો છે એવું જ્યારે તેણે જાણ્યું ત્યારે પેલા ડૉક્ટરને મળવાનો તેણે દૃઢ નિશ્ચય કર્યો, એ માટે કે પોતાના પરિશ્રમથી અન્ય પણ વિનાશ-કરણમાં પડતાં અટકે.

મુલાકાત જુદાજ પ્રકારની થઇ! જ્યારે ડૉ. રસુલશાહે આ નવિન આગંતુકને ઓળખ્યો ત્યારે પ્રેમદાસ વિષે ઉત્સુકતાથી કેટલાક પ્રશ્નો પૂછવા લાગ્યો, પણ પ્રત્યુત્તરમાં ઠપકાનાં કઠોર વચનો સાંભળ્યાં ત્યારે તે ઝંખવાણો પડી ગયો અને પોતાના બે હસ્તમાં મ્હો સંતાડી નિશ્વાસ પર

નિશ્વાસ નાખવા લાગ્યો અને આખરે અતિ મ્લાન અને મંદ સ્વરે બોલ્યો "અરેરે! જો મેં કેવળ જાણ્યું હોત તો! હું તો કદીએ એવું ધારતો નહોતો"!! સુંદરલાલના અંતઃકરણમાંથી ક્રોધ અને ચક્ષુમાંથી ઠપકાનાં ચિહ્ન અદૃશ્ય થઇ ગયાં. આ માણસ પર તેને ઘણીજ અનુકંપા ઉત્પન્ન થઇ, પછી બન્ને પરસ્પર છુટથી વાર્તાલાપ કરવા લાગ્યા. વાતચીતના પ્રવાહમાં જ્યારે સુંદરલાલે જાણી લીધું કે આ દંપતિના સુખનું નિકંદન કરનાર માણસે પોતાની ભુલના ભોગને બચાવવાને ભિષણ પ્રતિજ્ઞા કરી છે ત્યારે તેનું હૈયું હર્ષથી પ્રફુલ્લિત થયું ને તેનાં નેત્રો આભારની ઉર્મિઓથી પ્રકાશવા લાગ્યાં. હવે આવી મદદ મળે તેમ હતું તો સુંદરલાલને પોતાની દીકરીને ત્યાં રાખવામાં કંઇ પ્રતિકુળતા જણાઇ નહિ.

ત્યારબાદ આ ભયંકર અરિના પંજાને શરણ થએલ ગુલામ તેમાંથી મુક્ત થાય તથા આ મુશ્કેલ કાર્યમાં તેઓ ધૈર્ય અને ડહાપણથી વર્તે માટે બન્નેએ ઘુંટણીએ પડી પ્રાર્થના કરી. વિદાય થતા પહેલાં સુંદરલાલે ડૉકટરને પૂછયું કે, "પ્રેમદાસને બચાવવાને તમે કેવી યોજના કરી છે?" આનાકાની સાથે ડૉકટરે જવાબ આપ્યો, "જો તમારી દીકરીને કંઈ પ્રતિબંધ ન હોય તો હું પ્રેમદાસને વારંવાર મળવા આવતો રહીશ અને મારી મદદ તેને અનાવશ્યક થઈ પડે ત્યાં સુધી તેને મદદ કરતાં તેના એક મિત્ર તરીકેના મારા કર્તવ્યમાંથી હું કદી વિમુખ થઇશ નહિ."

"તેની તમે જરાએ બીક રાખશો નહિ" સુંદરલાલે કહ્યું, "તેના અંતઃકરણની અંતિમ ઇચ્છા એજ છે કે તેનો પતિ કોઇ પણ પ્રકારે સુધરે, અને તમારા જેવા કુશળ અને બાહોશ ડૉકટરની મદદને તો તે રાજીખુશીથી અભિનંદન આપશે, અને જે મહત કર્તવ્ય પૂર્ણ કરવાને તમે વચનથી બંધાયા છો તે જ્યારે તે જાણશે ત્યારે, ડૉકટર, નિશ્ચે જાણો કે તેની તમારા પ્રત્યેની પ્રતિકુળ લાગણીઓ મારી પેઠેજ બદલાઇ જશે."

"આપનો આભાર થયો, મને એવી તો હવે શિખ વળી છે જે સ્હેલાઇથી ભુલી જવાશે નહિ. વળી એક બીજો વિચાર મારા સ્મરણપ્રદેશમાં રમ્યા કરે છે. હું એક સદ્‌ગૃહસ્થને ઓળખું છું, જે 'દારૂનિષેધક

સંસ્થા'ના સંબંધમાં ઉત્તમ ભાષણો કરે છે. પ્રેમદાસના મનમાં ત્યાં જવાની વૃત્તિ હું ઉત્પન્ન કરીશ. પછી એક મહાન પરિષદમાં હું તેને લઇ જઇશ ત્યાં તેના ભાષણથી પ્રેમદાસ પર એવી તો અખંડ અભંગ અસર થશે કે 'પ્લેજ'માં સહી કરવાની પ્રેરણા તેને થયા વિના રહેશે નહિ; આ પ્રમાણે તેના નવિન જીવનનો પ્રારંભ થશે."

ડૉકટરની યુક્તિને સુંદરલાલ આનંદથી સાંભળતો હતો. તેના આ સંકલ્પ અને આશારૂપી અંકુરનું છેદન કરવું અનુચિત ધારી તે કંઇ બોલ્યો તો નહિ પણ મનમાં વિચાર કરવા લાગ્યો, "તે 'પ્લેજ' તે કેટલો વખત પાળશે?" સુંદરલાલને તેના જમાઇની ગત વર્તણૂક પરથી શક આવવા લાગ્યો કે એવા વચનથી તેને કંઇ અસર થવાની નથી. પણ ભવિષ્યનો ભેદ કોણ પ્રગટ કરી શકે? કેમ જાણ્યું કે હું મારી ધારણામાં ભૂલતો નથી, ઇત્યાદિ વિચાર થવાથી પોતાનો આનંદ અને દિલસોજી પ્રદર્શિત કરી વિદાય થયો.

જ્યારે મરિયમે ડૉ. રસુલશાહનો દૃઢ ઠરાવ અને આશય જાણ્યા ત્યારે તેને પણ આનંદ સાથે દિલાસો મળ્યો. "અરે પિતાજી," તેણે કહ્યું "જાણે કે જાણી જોઇને તેણે મારા ઘરનું સત્યાનાશ કર્યું ન હોયની તેમ ધારી હું તેના પ્રતિ ક્રોધ કરતી ને કટુવચન કહેતી! પણ હવે બધું રહસ્ય સમજી; હમેશાં જો તે અહિં આવશે તો મને ઘણો હર્ષ થશે." પછી દુ:ખી ચહેરે તથા મંદ સ્વરે બોલી, "હવે તો અહિં કોઇ આવનાર પણ નથી! એકાંતવાસનું સેવન કરવું પડશે. ઘર પણ કેવું વિકાળ અને ઉજડ દેખાય છે!" આટલું કહી તે એકદમ અટકી પડી તેનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી—જે દિવાથી ઘર શોભતું હતું તે છોડીનું તેને સ્મરણ થઈ આવ્યું!

તે રાત્રે શ્વશુર–જામાતૃને લાંબી વાતચીત થઇ. પ્રેમદાસે પોતાની વિલક્ષણ વર્તણુકની ક્ષમા માગી ને શ્રોતાને ખાતરી કરી આપતાં કહ્યું કે "દુ:ખથી હું દિવાનો થઇ ગયો હતો અને તેથી તે પ્રસંગે જે કર્યું તેનું મને ભાન નહોતું!" સુંદરલાલે કંઠોરતાથી પૂછ્યું, "ત્યારે મરિયમની સ્થિતિ કેવી હશે? બાળકના અવસાન સમયે બાપની સ્થિતિ જ્યારે આવી

ત્યારે માની પરિસ્થિતિ કેવી હશે તેનો જરા વિચાર કરો! છતાં તેને જ્યારે તમારી મદદની ઘણી જરૂર હતી ત્યારે તમે તેને વિસારી દીધી!"

"હું અંતઃકરણપૂર્વક દુઃખી છું. હવે ભવિષ્યમાં તેવું વર્તન તમે નહિ જુઓ. ઘરમાં હવે દારૂનો છાંટો સરખો નથી ને હું લાવવાનોએ નથી."

શબ્દો તો મનના કૃત્રિમ રૂપિયા સરખા હતા પણ તેમાં સત્યનો રણકારો નહોતો; ખરો પશ્ચાત્તાપ કે શરમ નહોતી; તો પણ, હશે, થયું તે થયું, વળી ભવિષ્યમાં સુધરશે એવી આશાથી તેને કંઇક સંતોષ વળ્યો. પણ પ્રેમદાસનું ભાષણ હજી કંઇ પૂરૂં થયું નહોતું, જેથી સદ્‌ગુણનો દંભ કરી તે બોલ્યો, "કદાપિ તમે એમ ધારતા હશો કે મને મારી સ્ત્રીની ચિંતા નથી પણ મને તો તેના ઐહિક શ્રેયને માટે અધિક ચિંતા છે ને હવે હું એવા નિર્ણય પર આવ્યો છું કે તમે મરિયમને તથા બાળકને તમારી સાથે લઇ જાઓ અને ગ્લાનિ દૂર થાય અને તેના અંતઃકરણમાં આનંદનાં કિરણ પુનઃ પ્રગટે ત્યાં સુધી તેને ત્યાંજ રાખો. આથી મારા આનંદની અવધિ રહેશે નહિ. ત્યાંનાં આબોહવા તેને રૂચિકર થઇ પડશે. વિશેષમાં નાની મોતી પણ તેના સ્મરણપ્રદેશમાંથી કાળાંતરે અદૃશ્ય થશે. તેમના વિના ઘર પાંદડાં વિનાના વૃક્ષ જેવું ઉજડ દેખાશે! ભલે, તેની મને ચિંતા નથી! હશે! હું ને મારૂં દુઃખ!"

આ નિઃસ્વાર્થી વિચાર સાંભળી સુંદરલાલે જવાબ આપ્યો, "હા, પ્રથમથી મારો પણ એવોજ વિચાર હતો, પરંતુ મરિયમને એ વિચાર પસંદ નથી, કારણ કે તે સમજે છે કે તમારૂં દુઃખ તે તેનુંજ દુઃખ, ને તેથી તમને અહિં એકલા મૂકી જવા ઇચ્છતી નથી." પતિપરાયણ પત્નીના પૂર્ણ પ્રેમની પ્રેમદાસ પર કંઈ પણ અસર થવાને બદલે પોતાની યુક્તિમાં નિષ્ફળ થવાથી તે નિરાશ થયો અને નાખુશી સાથે જવાબ આપ્યો, "પણ હું તેને કહીશ કે તે જાય તેવી મારી ઇચ્છા છે તો પછી તે કંઇ વાંધો લેશે નહિ." પછી રોકડા શબ્દોમાં તેણે મરિયમને જવાનું સૂચવ્યું; પિતાને ખોટું ન લાગે માટે જો કે મરિયમ તે પ્રસંગે કઇ બોલી તો નહિ, તો પણ બીજે દિવસે સુંદરલાલ એકલોજ વિદાય થયો!

સંધ્યાકાળે ડૉ. રસુલશાહ પ્રેમદાસને મળવા આવ્યો, પરંતુ અનુચર તરફથી સાહેબના બહાર જવા વિષેની ખબર સાંભળી તેની સ્ત્રીને મળ-

વાની ઇચ્છા દર્શાવી. મુલાકાત આનંદપ્રદ તો શેની હોય! તો પણ તેજ પળથી મરિયમની ખાતરી થઇ કે અમારે માટે ગમે તે પ્રકારનું સાહસ ખેડવા અહોનિશ તત્પર એવો કેવળ એકજ મિત્ર છે!

તરતજ પ્રેમદાસ આવ્યો અને ડૉકટરને બીડી પીવાનું આમંત્રણ આપી પોતાની કોટડીમાં બોલાવ્યો. જ્યારે તેઓ એકલા પડ્યા ત્યારે પ્રેમદાસે સખેદ જણાવ્યું કે, "ડૉકટર, દિલગીર છું, ઘરમાં અત્રે દારૂ નથી; ઇચ્છા હોય તો મંગાવું." પરંતુ તેના અચંબા સાથે ડૉકટરે વિદિત કર્યું કે, "હું કદી દારૂ પીતો નથી," ને પ્રસંગોપાત સોકટી મારી દીધી કે "હવે પછી અન્ય જેઓને દારૂ પર આસક્તિ છે તેઓને માટે હું જવાબદાર કે જોખમદાર નથી.' વિશેષ વાર્તાલાપમાં સાર હોતો નથી એમ સમજી પોતાના ઇપ્સિત હેતુમાં ફતેહની આશા રાખનાર અને ધૈર્યથી ને સમયસૂચકતાથી વર્તનાર ડૉકટરના મનમાં 'ધમ્યું સોનું ધુળમાં જશે,' એવી આશંકા હોવાથી વિશેષ સંભાષણ કરવું અનુચિત ધાર્યું ને તેથી તેટલેથીજ વિરામ્યો. તો પણ વિદાય થતા પહેલાં પ્રેમદાસને એટલું તો પૂરવાર કરી આપ્યું કે બ્રાન્ડીને ઔષધ તરીકે લેવાથી એવું સિદ્ધ થતું નથી કે તેનો મદ્યપાન તરીકે સ્વીકાર કરવો તે પણ યથાર્થ છે!

---

# પ્રકરણ ૧૧ મું.

## ભાષણ.

મનુષ્યનો પ્રવાહ આજે શહેરમાં આવેલા 'સેન્ટ્રલ હૉલ' પ્રતિ વળ્યો છે, કારણ કે એક પ્રખ્યાત વિદ્વાન ત્યાં વ્યાખ્યાન કરવાના છે એવું અગાઉથી જાહેર કરવામાં આવ્યું હતું. જોતજોતાંમાં હૉલ હિંદુ, મુસલમીન અને ખ્રીસ્તી, વિગેરે અન્ય શ્રોતાજનોથી ચિકાર ભરાઇ ગયો.

કોઇ પ્રસિદ્ધ વ્યક્તિ તરફથી દરખાસ્ત થતાં પ્રમુખ સાહેબ પ્રમુખપદે બિરાજ્યા, અને સભાને આજે એકઠા મળવાનું પ્રયોજન કહી બતાવતાં ભાષણકર્તાના સંબંધમાં કેટલાક પ્રાથમિક શબ્દો કહી તેને પોતાનો વિષય શરૂ કરવાને વિનવ્યું.

ભાષણકર્તા ઊભો થયો ને કહ્યું કે, આપણો આજનો વિષય 'દારૂ મનુષ્યનો મહાન અને ભયંકર શત્રુ' છે અને દરેક જણ અહિંથી વિદાય થાય ત્યાર પહેલાં હું તેના મનમાં એવું ઠસાવવા ઇચ્છું છું કે દારૂ માણસનો મિત્ર નથી પરંતુ તેનો ભયંકર શત્રુ છે, દરેક ભૂંડાઇનું મૂળ છે ને તેથી હમેશાં તેથી વિમુખ રહેવું. મિત્રો, સાંપ્રત સમયમાં પરહેજગાર અને અપરહેજગારના ઉપાસકો વચ્ચે એક ભારે વિગ્રહ ચાલે છે. આ યુદ્ધ ભલા ને ભૂંડા વચ્ચેનું છે ને તેના અંતિમ પરિણામ પર મનુષ્યના જીવનનું કે વિનાશનું અવલંબ છે. અત્યારથી દઢ ઠરાવ કરો કે કયા લશ્કરમાં તમે જોડાવા ઇચ્છો છો, કયા પક્ષમાં રહી યુદ્ધ કરશો? જે લશ્કર મનુષ્યના વિનાશ પરત્વે લડે છે તેમાં, વા જે તેના બચાવને અર્થે લડે છે તેમાં? આ બન્ને લશ્કરને વાવટા છે. તેમાંના એક ઉપર સૂર્યના તેજથી સુંદર દેખાતા સોનેરી અક્ષરો દષ્ટિગોચર થાય છે:—

દારૂ—મનુષ્યનો મિત્ર.
પી, ને સુખી થા;
પી, ને વિર્યવંત થા;
પી, ને દીર્ઘાયુષ્ય ભોગવ.

બીજા વાવટા પર નીચેના શબ્દો જણાઇ આવે છે:—

દારૂ—મનુષ્યનો શત્રુ.
મૂકી દે, ને સુખી થા;
મૂકી દે, ને વિર્યવંત થા;
મૂકી દે, ને દીર્ઘાયુષ્ય ભોગવ.

આ બંને ધ્વજા પર પ્રતિપાદન કરેલા શબ્દો સત્ય છે એમ માનવું અશક્ય છે, કારણ કે તેઓ પરસ્પર વિરોધ દર્શાવે છે. ત્યારે આપણે જોઇએ કે તેમાંથી સત્યસૂચક ધ્વજા કઇ ને ત્યારબાદ આપણે તેની નીચે રહી લડવાને સત્વર તૈયાર થઇશું.

પ્રથમ આપણે દારૂડીઆનીજ સાહેદી લઇએ. તેને પૂછીએ કે ભાઇ, દારૂ પીવાથી તું સુખી થાય છે? તે કહેશે કે પ્રથમ તો મને પણ તેમજ જણાય છે; પ્રથમ તો દારૂ મને હર્ષનું નિદાન થાય છે, પરંતુ આ આનંદનું આયુષ્ય અલ્પ હોય છે; બીજે દિવસે મારૂં માથું દુખવા માંડે છે ને શરીર અસ્વસ્થ જણાય છે; માત્ર એકજ વસ્તુ મને ફરીથી પ્રમુદિત કરી શકે છે ને તે વસ્તુ દારૂ; તેથી હું તેને પીઉં છું ને અપવાદ વિના એ પ્રમાણે નિરંતર થયા કરે છે.

તેને પૂછીએ કે તારો સંસાર સુખી છે ને જો ડહાપણનો કંઈક અંશ તેનામાં હશે તો કહેશે કે મારી સ્ત્રી અને બાળકોને પૂછો. તેમની જરૂરીઆતો પૂરી પાડવામાં પૈસાનો જે વ્યય થતો તે હાલમાં ક્યાં જાય છે, તો તે કહેશે કે પ્રથમ તો મારો પતિ એ સર્વ પૂરૂં પાડતો, પણ હાલ તો એ બધી ચિંતા મારે શીર છે. જો તેણી આ પ્રમાણે ગૃહવ્યવસ્થા ન કરે તો અમને સર્વને ભૂખે મરવાનો વારો આવે, કારણ કે મારી નોકરી જવાથી દરમાયો મળતો નથી; બીજી નોકરી મળે છે પણ આ વ્યસનને લીધે હું તરતજ તેને ગુમાવું છું.

બંધુઓ! એ વિષે ડૉકટરો શું કહે છે તે તરફ લક્ષ લગાડીએ. તેઓ કયો વાવટો પસંદ કરવાની સંમતિ આપે છે? આધુનિક સમયના પ્રખ્યાત ડૉકટરો કહે છે કે દારૂ તે એક જાતનું વિષ છે, તેથી દારૂ પીવો તે આવશ્યક કે લાભપ્રદ નથી. માણસના શરીરના કોઇ પણ અવયવ પર તેની સારી અસર થતી નથી બલકે વિપરીત અસર થાય છે; તેઓએ સાબિત કર્યું છે કે અંતઃકરણ, કલેજું, ફેફસાં અને પેટ જેવાં શરીરનાં અગત્યનાં અંગોને તેથી ઘણુંજ નુકશાન થાય છે. બાહ્ય રીતે દારૂ કદાપિ શરીરને ભારે ને પુષ્ટ બનાવે, પરંતુ પરોક્ષ રીતે તે શરીરને છેક નિર્માલ્ય બનાવી દે છે. તેઓ કહે છે કે મુશ્કેલ ને સુક્ષ્મ કાર્ય

કરવાને નિર્મળ અને પ્રફુલ્લિત મગજ રાખવાની ઈચ્છા જો તમે રાખતા હો તો દારૂનું નામ સરખું પણ ન લેતા.

એક પ્રખ્યાત ડૉકટર કહે છે કે, "હજારો માણસો દરરોજ દારૂના ઝેરથી વિષમ વેદના વેઠી અંતે મરણને શરણ થાય છે પણ તેનું ખરૂં કારણ કોઇ સમજી શકતું નથી; અતિશય પીધા વિના પણ દારૂથી નુકશાન થાય છે; માત્ર તેના થોડા પાનથી પણ શરીરના બંધારણને ઇજા થાય છે. ઘણા દારૂ પીને પોતાનો વિનાશ કરે છે છતાં તેઓના મિત્રો પણ એ વાતથી અજ્ઞાત્ રહે છે; દારૂ સિવાય રોગ થવાનું બીજું કંઇ સબળ કે પ્રધાન કારણ મને જણાતું નથી." ઘણા એમ માને છે કે ઠંડીમાં વા શરદ ઋતુમાં દારૂ પીવાથી શરીરની ગરમી વર્ધમાન થાય છે, પણ તે વાત અસંભવિત જણાય છે. ખરી વાત કે પ્રથમ રૂધિરાભિસરણને લીધે શરીરની ગરમીમાં કિંચિત્ વૃદ્ધિ જણાઇ આવે છે, પરંતુ વસ્તુત: આ કૃત્રિમ ગરમી વિશેષ વખત ચાલતી નથી. ધ્રુવ પાસેના પ્રદેશમાં જેઓ દારૂનું પાન કરતા નથી તેઓ ત્યાંની ઠંડી દારૂ પીનાર કરતાં સારીપેઠે સહન કરી શકે છે.

જો ઠંડા દેશોની સ્થિતિ આવી તો પછી ગરમ દેશનું તો પૂછવુંજ શું? ડૉકટરો કહે છે કે દારૂ પીનાર માટે ગરમ દેશો ઘણાજ ભયંકર અને નુકશાનકર્તા છે, છતાં ત્યાંજ દારૂનો વિશેષ ઉપયોગ થાય છે, ને ત્યાંનાજ લોકોનાં મન દારૂને માટે અહોનિશ દ્રવ્યા કરે છે. તેઓ ધારે છે કે દૈનિક વ્યવહારમાં પડતો પરિશ્રમ શરીરની ઉષ્ણતા ચૂસી લે છે, માટે જો દારૂ પીએ તો શરીરની શક્તિમાં જુસ્સામાં વૃદ્ધિ થઇ પરિશ્રમ પ્રમાણમાં ઓછો લાગે છે; આ ભુલ જો તેમને બતાવવામાં આવે તો તેઓ દારૂને પોતાનો ભયંકર અરિ સમજે!

પ્રોફેસર સિમ્પસન કહે છે કે, "મનુષ્ય માત્ર પર આવી પડતા કુદરતી વ્યાધિમાં દારૂ વિશેષ વૃદ્ધિ કરે છે; તેવા માણસને મંદવાડમાંથી બચવાની આશા ઓછી રહે છે."

સર બી. રિચર્ડસન કહે છે કે, "દારૂના મિશ્રણ સિવાય દરેક તરેહનો વ્યાધિ અચ્છી રીતે મટાડી શકાય."

ડૉ. લીસ કહે છે કે, "બ્રિટિશ હોસ્પિતાલમાં દારૂ વિનાના ઔષધથી અથવા તો ઔષધમાં દારૂનો જુજ અંશ ભેળવ્યાથી અમુક રોગોનો ઉપચાર સારી રીતે થઇ શકયો છે. આ પ્રયોગ ઘણેક અંશે ફતેહમંદ નીવડયો છે ને મરણની સંખ્યા ઘણીજ જુજ જેવી થઈ છે."

સર વિલ્યમ ગલ કહે છે કે, "માત્ર થોડોજ દારૂ પીવાથી માણસને ઘણુંજ નુકશાન થાય છે તે એક અનુભવસિદ્ધ વાત છે."

વળી કેટલાક કહે છે કે, શાસ્ત્ર દારૂ પીવાની સંમતિ આપે છે, તો એ કહેવામાં કેટલું સત્ય છે તે આપણે જોઇએ. મહાજ્ઞાની રાજા સુલેમાન શું કહે છે? "જ્યારે દ્રાક્ષરસ રાતો હોય, જ્યારે તે પ્યાલામાં પોતાનો રંગ પ્રકાશતો હોય, જ્યારે તે સરળતાથી પેટમાં ઉતરે એવો હોય ત્યારે તે પર દૃષ્ટિ ન કર; આખરે તે સર્પની પેઠે કરડે છે ને નાગની પેઠે ડંસે છે." પાઉલ પ્રેરિત શું કહે છે? "માંસ ન ખાવું, ને દ્રાક્ષરસ ન પીવો, ને જે કશાથી તારો ભાઈ ઠેસ ખાય છે અથવા ઠોકરાય છે અથવા નબળો થાય છે, તે ન કરવું એ તને ઘટારથ છે." વળી તે કહે છે કે, "છાકટાઓ દેવના રાજ્યનો વારસો પામશે નહિ."

પ્રભુ ઇસુ ખ્રીસ્ત એકજ જગ્યાએ તે વિષે બોલે છે, તે આ પ્રમાણે "તમે પોતા વિષે સાવધાન રહો, રખે કદાપિ અતિશય ખાધાથી તથા પીધાથી તથા સંસારી ચિંતાથી તમારાં મન જડ થાય ને તે દિવસ તમારા પર ફાંદાની પેઠે ઓચિંતો આવી પડે." પીવા વિષેના તેના શબ્દો ચેતવણીરૂપ છે.

હવે દારૂની નૈતિક અસર તપાસીએ. મને પૂછવા દો કે દારૂ પીનાર કોઇ પણ માણસ કદી પ્રેમી પિતા, પ્રેમાર્દ્ર પતિ કે વિચારવંત શેઠ થઇ શકયો છે? તમારી જાણમાં આવેલા મહાન પુરૂષો શું દારૂ પીનાર હતા? જેઓની તમે પ્રશંસા કરો છો ને જેઓને તમે તમારા વિશ્વાસનાં પાત્ર ગણો છો તેઓ દારૂ પીએ એ શું તમને પસંદ પડે? તે જાણવાથી શું તમે નિરાશ ન થાઓ? દારૂ શરીરને લાભકર્તા છે એમ કહેનાર તથા સિદ્ધ કરનાર કદાપિ કોઇ મળી આવે, પણ હું ધારૂં છું કે, દારૂ માણસને વધારે ન્યાયી, વધારે પવિત્ર, વધારે પરગજુ ને સ્વર્ગને માટે વિશેષ લાયક કરે છે એમ કહેનાર કોઇ મળી આવશે નહિ!

મિત્રો! આપણે કેવળ પોતા સંબંધીજ વિચાર કરવાનો નથી. "કોઈ માણસ પોતાને અર્થે જીવતો નથી"; ને આપણે, જાણતાં કે અજાણતાં, બીજાના જીવન પર અસર કર્યાં વિના રહી શકતા નથી. આપણા સહવાસથી દુનિયા કાંતો સારી વા નરસી થએજ જાય છે.

જેવી રીતે આપણાં પગલાંનાં ચિહ્ન રસ્તા પર રહી જાય છે તેવીજ રીતે આપણા સમાગમમાં વા પરિચયમાં આવતાં સ્ત્રીપુરૂષો પર આપણી સારી યા નરસી છાપ પડી જાય છે. અન્યનું હિત ન કરતાં આપણા સ્વાર્થીપણાનાં ચિહ્ન શું આપણે પાછળ મૂકતા જઇએ છીએ? ઈશ્વરના મહિમાને અર્થે નહિ જીવતાં આપણે પોતાનાજ ઐહિક સુખને અર્થે જીવ્યા છીએ એ જાણી શું આપણને આનંદ થશે? આજથી આપણે પોતાને અર્થે નહિ જીવતાં કે પોતાનું ઐહિક સુખ ન શોધતાં સાર્વજનિક શ્રેય માટે, પવિત્ર ને પરગજુ જિંદગી ગાળવા પ્રયત્નવાન થઇએ.

હવે છેલ્લી વાત પર લક્ષ લગાડીએ. આપણી વર્તણુકથી, આપણા વહેવારથી પ્રભુ ઇસુ ખ્રીસ્તના પવિત્ર નામ પર કેવી અસર થાય છે? જેઓ પોતાને ખ્રીસ્તી કહેવડાવે છે તેઓએ આ વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે. આ દેશમાં એ પવિત્ર નામને કોણ દુષણ લગાડે છે? ખરે! તેના અનુયાયીઓમાંના જેઓ દારૂ પીએ છે તેઓજ. જો એમજ છે તો જોકે દારૂ આપણું અનુપમ સુખ હોય, શરીરને અપ્રતિમ ગુણ કરનાર હોય તો પણ તેના અનુસંગીઓએ તો એમજ કહેવું જોઇએ કે "તેને દૂર કરો, તેને દૂર કરો." આ કાર્યની સિદ્ધિમાં આપણે કંઇ ભારે પ્રવૃત્તિ કરવાની નથી. કેટલાંએક સૈકાંઓ ઉપર ખ્રીસ્તી મુલકોમાં એવી બુમ ઉઠી હતી કે ખ્રીસ્તની કબરને મુસલમીનના અમંગળ હાથમાંથી લેવાને એક મહાન ધર્મવિગ્રહ વા ક્રુઝેઇડ થવો જોઇએ. તે પ્રસંગે હજારો શૂરા ખ્રીસ્તીઓ ખ્રીસ્તના અપમાનનું વૈર લેવાને બીડું ઝડપી રણક્ષેત્રમાં કુદી પડયા હતા.

આજે પણ એજ ગેબી અવાજ કર્ણગોચર થાય છે કે ચાલો, ખ્રીસ્તના અપમાનનું વૈર લઇએ, એ સર્વોત્તમ નામને લાગેલું દુષણ દૂર કરીએ ને તેના ચેલાઓ દારૂડીઆ છે એમ કહેતાં અટકાવીએ! સુહૃદો!

આજથી આપણે નવિન જીવનનો પ્રાદુર્ભાવ કરીએ, જે ભૂંડું છે તેનો તિરસ્કાર કરી સાધુ જીવન ને સદ્વર્તન આચરીએ ને અન્ય પ્રતિ સહાનુભૂતિ દર્શાવતાં સ્વાર્પણ કરનાર થઈ જઇએ! બન્ધુઓ, આ મહાન ને ઉગ્ર ધર્મવિગ્રહમાં તમે જોડાશો? આ લશ્કરમાં નામ નોંધાવી તેના વાવટા નીચે રહી લડશો? ઇશ્વર તમને તેમ કરવાની કૃપા આપે.

---

## પ્રકરણ ૧૨મું.

### સુધર્યો.

લેકચર પૂર્ણ થયું. પ્રેમદાસે અથથી તે ઇતિસુધી બહુ ધ્યાનપૂર્વક સાંભળ્યું તે જોઇ ડૉ. રસુલશાહને સાનંદાશ્ચર્ય થયું, ને છેલ્લે જ્યારે ભાષણ-કર્તાએ શ્રોતાઓને 'પ્લેજમાં' સહી કરવાને આમંત્રણ આપ્યું ત્યારે પ્રેમદાસ પોતાના મિત્ર પ્રતિ ફર્યો ને પ્લેજમાં સહી કરવાની પોતાની મનોવૃત્તિ જણાવી. આ તો ધાર્યા કરતાં પણ વિશેષ હતું! ડૉકટરે પોતે પણ પ્લેજમાં સહી કરવાને દૃઢ ઠરાવ કર્યો એ માટે કે જે માણસને તે સહાય કરવા ઇચ્છતો હતો તેને, પોતાના આ આચરણનું અનુકરણ કરવું સહેલું થઇ પડે. જો કે આ પ્રમાણે કરવાની કંઇ જરૂર નહોતી છતાં તેણે પોતાનો વિચાર ફેરવ્યો નહિ. વળી જેઓ ધારતા હતા કે ડૉકટર તો આ દુર્વ્યસનની હિમાયત કરનાર છે તેઓને આદર્શરૂપ થવા તથા પોતે તેની વિરૂદ્ધ છે તે પ્રતીત કરવાને તે આવશ્યક હતું તેથી સર્વની અજાયબી વચ્ચે આ બંને જણ આગળ આવ્યા અને પ્રથમ સહી કરી. પોતાના શબ્દોની આવી સારી અસર થઈ છે તે જોઇ ભાષણકર્તાને ઘણુંજ ઉત્તેજન મળ્યું ને આશા રાખી કે આ ઉભયનાં ચારિત્ર અન્યનું પણ આકર્ષણ કરશે; અને થયું પણ એમજ. એક પછી એક સર્વેએ સહી કરી ને સભા વિસર્જન થઈ.

મરિયમ પતિના આગમનની અતિ આતુરતાથી રાહ જોતી બેઠી હતી એટલામાં તો જેના મુખ પર આનંદ અને ફતેહનાં ચિહ્ન દશ્યમાન થતાં હતાં એવા વિજયી પ્રેમદાસે ઘરમાં પ્રવેશ કર્યો ને પ્રિય પત્ની આગળ પ્લેજ મૂકીને કહ્યું કે "હવેથી હું તને દુઃખી કરનાર નથી કારણ કે જો,

મેં હવે દારૂનો પૂર્ણ પરિત્યાગ કર્યો છે." જ્યારે મરિયમ પ્લેજ અને તેમાં રહેલું હાર્દ સમજી ત્યારે તેના કરમાયલા વદનકમળ પર આનંદનાં કિરણ પ્રકાશવા લાગ્યાં; તેનું કોમળ અંતઃકરણ આનંદથી વિલસવા લાગ્યું ને જે મિત્રથી આ આશિષરૂપી વૃષ્ટિ થઇ હતી તેનો આભાર માનતાં તે પ્રતિ ધન્યવાદના ઉદ્ગાર ઉચ્ચારવા લાગી! જે દિવસથી પેલી ઔષધની બે બાટલી ઘરમાં આવી હતી ત્યારથી તે આજ સુધીમાં તેને એવી મીઠી નિદ્રા આવી નહોતી!

બીજી સવારે ગત રાત્રિનો આનંદ હજુ ચાલુજ હતો. પ્રેમદાસે જે પ્રશંસનીય કાર્ય કર્યું હતું તેને માટે તે મનમાં ફુલાતો હતો ને હવે તો તે કંઇ પણ સંકોચ વિના મરિયમને પણ મળી શકતો હતો. એવા આનંદના આવેશમાં તે પોતાની ઓફીસમાં ગયો, પણ ત્યાં તેને માટે એક ચોંકાવનાર સંદેશો કાગને ડોળે રાહ જોઈ બેસી રહ્યો હતો! 'મેનેજર સાહેબ તમને ઓફીસમાં તેડે છે' એવા સમાચાર મળવાથી તે બીકની કંઇ પણ અપેક્ષા રાખ્યા વિના તથા પોતે જે પ્રશંસનીય કાર્ય કર્યું હતું તેને માટે પ્રતિફળ તરીકે 'પ્રોમોશન' મળશે એવી ઉચ્ચ અભિલાષા રાખી તે ત્યાં ગયો. એવી ખુશ ખબર તો કંઈ કહેવાની નહોતી! ગંભીર ચહેરે મેનેજરે બોલવું શરૂ કર્યું, "મિ. પ્રેમદાસ, કેટલાએક વખતથી તમારૂં કામ સંતોષકારક જણાતું નથી; ઓફીસમાંથી વારંવાર તમે ઘેર રહ્યા કરો છો ને તમારૂં આહનિક કર્તવ્ય પણ ઘણુંજ અનિયમિત છે. એ પ્રમાણે વધુ વખત ચાલશે નહિ. આજથી જો તમે ખંતથી ને નિયમિત રીતે કામ કરવાને વચન આપો તો ઠીક, નહિ તો અમે તમને તમારા કામથી મુક્ત કરવા ઇચ્છીએ છીએ." પ્રેમદાસ તો આ સાંભળી છેક આભો બની ગયો. તે તો પ્રોમોશનની આશા રાખતો હતો ત્યારે અહિં તો ઠપકાનાં કઠોર વચનો સાંભળ્યાં! એ પ્રમાણે તે વિચાર કરતો હતો ત્યારે મેનેજરે ફરી કહ્યું કે, "હું ધારૂં છું કે દારૂને લીધેજ આ વિપૂલ વિકાર તમારામાં થયો છે, કારણકે પ્રથમ તો તમે તમારા કર્તવ્યમાં ઘણાજ મહેનતુ અને નિયમિત હતા." પ્રેમદાસને હવે બોલવાનું નિમિત્ત મળ્યું અને તેથી નિર્ભયતાથી બોલ્યો કે, "સાહેબ, આપને હવે મારા કામમાં દોષ કાઢવાનું તથા ઠપકો દેવાનું પ્રયોજન રહેશે

નહિ, કારણ કે ગઇ કાલેજ મેં પ્લેજમાં સહી કરી છે." "તે જાણી મને ઘણો આનંદ થાય છે; ઠીક ત્યારે, તમને એક "ચાન્સ" વધુ આપું છું; પણ એટલું લક્ષમાં રાખવું કે પ્લેજ પાળવાને માટે મનોબળ ને દઢાગ્રહની ઘણીજ આવશ્યકતા છે; પડી ટેવ મૂકી દેવી ઘણી મુસ્કેલ છે." "સાહેબ, તેની તમે જરાએ બીક રાખશો નહિ, પ્લેજને હું જરૂરથી પાળીશ." મુલાકાત એટલેથી અટકી. મેનેજર ઘણોજ વિચારવંત દેખાતો હતો. પ્રેમદાસના ગયા બાદ તે સ્વાગત્ વિચારવા લાગ્યો કે આ માણસ તે કયાં સુધી સ્થિર રહી શકશે? શાસ્ત્રોકત સુત્રનું સ્મરણ તેને થઇ આવ્યું કે, "જે પોતાને સ્થિર ધારે છે, તે ન પડે માટે સભાળે."

અંધ સ્વશ્રદ્ધા રાખનાર પ્રેમદાસનું ગુમાન હવે ઉતર્યું! હમણાંજ તે એક મોટી આપત્તિમાંથી મહા મહેનતે બચી ગયો હતો! એ વાત કોઇને જણાવવી ન જોઇએ! જે પ્રશંસનીય કાર્ય કર્યું હતું તેનું તેને યોગ્ય પારિતોષક મળી ચુકયું! કારણ કે જો કે પ્રોમોશન તો ન મળ્યું પણ ઘેર બેસતાં તો બચ્યો, ઈત્યાદિ વિચારોથી તે ઇશ્વરનો આભાર માનવા લાગ્યો.

મરિયમે પણ પિતા પર એક આનંદી પત્ર લખ્યો. તેમાં તેણે જણાવ્યું કે, "પિતાજી, મારા અંતરનું દુઃખ તો કદી ઓછું થવાનુંજ નથી! પણ તે સિવાય મારે બીજું કંઇ દુઃખ નથી; મારી પ્રતિ પ્રેમદાસનું વર્તન પ્રથમની પેઠેજ પ્રેમમય દેખાય છે, અને મને ચિંતાતુર કરનાર અસહ્ય બોજામાંથી કેટલોક ભાર ઓછો થયો છે!" આ નૂતન સમાચાર સાંભળી સુંદરલાલને પણ આનંદ થયો. તેને લાગ્યું કે ડૉ. રસુલશાહે પોતાની પ્રતિજ્ઞા પાળી અને પોતાના પ્રયત્નમાં કેટલેક અંશે સફળ પણ થયો ખરો! તોપણ તેનો આનંદ બીકમિશ્રિત આનંદ હતો. તે સ્વગત વિચારવા લાગ્યો કે પ્લેજ તે કયાં સુધી પાળશે? એવા ભયંકર શત્રુ પર જય મેળવવા શું પ્રેમદાસ શકિતમાન થશે? અન્યની મદદ વિના શું તે સ્થિર રહી શકશે? ગમે તેમ હો, પણ તેણે પોતાના જમાઇના મિત્ર પર પત્ર લખ્યો ને સ્વપ્રયત્નમાં તેણે જે ફતેહ ઉપર્જીત કરી હતી તેને માટે તેને ઘટતું અભિવંદન આપ્યું. ત્યાર બાદ ભાવી બનાવોની રાહ જોતાં પ્રાર્થનામાં તે તત્પર રહ્યો.

પ્રેમદાસનું સંસારચક્ર હવે ઠીક ચાલતું હતું. પ્રેમદાસ પ્લેજ પાળે છે કે કેમ તેની પ્રચ્છન્ન તપાસ કરવા ડૉકટર વારંવાર તેને ત્યાં આવતો અને જો કે મ્હોડે ચઢીને તો તે કંઇ કહેતો નહિ, તોપણ પ્રથમ કરતાં તે તેના પર વિશેષ લક્ષ આપતો હતો. દારૂ વિષે તેણે ઘણાં પુસ્તકો વાંચ્યાં હતાં તેથી તે જાણતો હતો કે વહેલી કે મોડી કંઇ નવાજુની થયા વિના રહેશે નહિ. આ નિર્દય શત્રુ છેલ્લો હુમલો કર્યાં સિવાય તેને જવા દે તે શંકાશીળ હતું. કદાપિ બીજાં સાત ભૂત પણ લાવે તેથી જ્યારે તે પ્રસંગ આવે ત્યારે તેની સાથે રહી તેને તાત્કાળિક મદદ કરવી એજ તેનો સિદ્ધાંત હતો. આ તેનું ધારવું યથાર્થ હતું, કારણ કે એક વખત એવો આવ્યો જેમાં તેની વર્જીત વસ્તુનો પુનઃ સ્વીકાર કરવાને તેનું મન દ્રવવા લાગ્યું. પરીક્ષણમાં તે પડયા વિના રહી શકયો નહિ. તેણે વિચાર કર્યો કે જો આજ રાત્રે ડૉકટર મને મળવા નહિ આવે તો હું પોતેજ તેને ત્યાં જઇ મનની વાત કરીશ. કેટલોક વખત રાહ જોઇ તે તેને ત્યાં ગયો અને પોતાને આવવાનો હેતુ જણાવ્યો. તેણે કહ્યું કે, “બે જાતની પ્લેજ છે, એક સાધારણ પીનાર માટે ને બીજી તદ્દન ન પીનાર માટે. મારી ભૂલ થઇ કે આ બીજી પ્લેજમાં મેં સહી કરી; મને લાગે છે કે જો પહેલી પ્લેજમાં સહી કરી હોત તો ચાલત! હવે તેમ થઈ શકશે?” ડૉકટરના મુખપર એકદમ ગાંભિર્ય છવાઈ ગયું! તે વિચાર કરવા લાગ્યો કે સુંદરલાલે જે ભાવી સૂચના કરી હતી તેની આ શરૂઆત તો ન હોય? પ્રેમદાસના કહેવાનો અર્થ તે હવે સમજ્યો. જેનો તેણે પરિત્યાગ કર્યો હતો તેનું ફરીથી ગ્રહણ કરવા તે ઇચ્છતો હતો. તે સાધારણ પીનાર થવા માગતો હતો, પણ ડોકટર રસુલશાહ અનુભવ પરથી જાણતો હતો કે તેમ બની શકવાનુંજ નથી. કાંતો તે બિલકુલ ન પીએ કે કાંતો તે પરિસીમાનું ઉલ્લંઘન કરી દે! તોપણ તેને તેમ કરતાં અટકાવવાને તેણે દૃઢ વિચાર કર્યો.

“પણ આપણે સાથે સહી કરી છેને! અને શું આ પ્રમાણે તમે મને વિસરી જશો?”

“તમારે તો તેમ કરવાની કંઇ જરૂર નહોતી; તમારા જેવા કેફથી દૂર રહેનાર પુરૂષને માટે તો એવી પ્લેજ અનાવશ્યક છે; વળી

તમે કહો છો કે હું દારૂને કદી અડકયો પણ નથી ને અડકનાર પણ નથી તો પછી તમારે પ્લેજમાં સહી કરવાનું પ્રયોજન કયાં રહ્યું? તેને રાખો કે ફાડી નાખો સરખુંજ છે!"

"કદી નહિ; એવું કરવું તે ક્ષુદ્ર મનુષ્યનું ક્ષુદ્ર કામ કહેવાય; હું તો પ્લેજને બન્ને રીતે પાળીશ." આ પ્રત્યુત્તરથી પ્રેમદાસ જરા ચિડાયો ને કહ્યું કે, "ત્યારે આ મુશ્કેલીમાંથી મને મુક્ત કરવા તમે ઇચ્છતા નથી, કેમ? "કઇ મુશ્કેલી?" "મને ઘણી વખતે દારૂ પીવાનું મન થાય છે, પણ આ કાંટો, આ પ્લેજ, મને નડતર કરે છે; સુડી વચ્ચે સોપારી તેવી મારી સ્થિતિ છે; મને જરૂર પડે હું દારૂ પીવાને સ્વતંત્ર થઇ શકું તેવી વ્યવસ્થા કરી આપો તો ઠીક; હું સહેજ સહેજ પીશ એવું વચન આપું છું."

"તમને તેની જરૂરજ પડશે એ તે શી રીતે જાણી શકાય?"

"તેનો નિર્ણય તો હું પોતેજ કરીશ; એ વિષે જો કોઇની સલાહ લઇ શકું, તો તે કોઇ ડૅાકટરનીજ; તે પ્રયોગ પણ કરી ચૂકયો પણ નિષ્ફળ નીવડયો, કારણ કે તમારા પોતાના દાખલા પરથીજ હું કહી શકું છું કે ડાકટરો પવનની પેઠે અસ્થિર છે. એક પ્રસંગે તેઓ કંઇ ધારે છે ને બીજે પ્રસંગે વળી બીજું કંઈ."

ડાકટરે કહ્યું કે "મારાથી એવી ભૂલ એક વખત થઇ ગઇ, કંઈ વારંવાર થાય એવું નથી."

"શું ત્યારે કોઈ પણ જાતની સલાહ તમે મને નહિ આપો?"

"ના, જે વચન તમે આપ્યું છે તેનું ઉચ્છેદન કરવાની સલાહ હું તમને શી રીતે આપી શકું?" પછી તેના ખભે હાથ મૂકીને તેણે કહ્યું કે, "એવું સાહસ ન ખેડવાની હું તમને વિનંતી કરૂં છું; હું કહું છું તે સત્ય માનો કે અન્ય ગમે તે કરે પણ તમારાથી સંયમનો નિયમ પાળી શકાશે નહિ; તમારે તો અવશ્યે પૂર્ણ પરહેજગાર થવું જોઇએ, નહિ તો"—બાકીના શબ્દો ગળામાંજ રહી ગયા.

પણ પ્રેમદાસ તે સમજી ગયો ને ગુસ્સે થઇ જવાબ આપ્યો, "તમે મારા વિષે એવો અભિપ્રાય રાખો છો તે જાણી મને હર્ષ થાય

છે; હવેથી તમારી સલાહની મને કંઇ જરૂર નથી; હું મારી મનેચ્છા પ્રમાણે વર્તીશ." પછી ખીસ્સામાંથી પ્લેજ કાઢી મેજ પર મૂકીને કહ્યું કે, "આ પ્લેજ હું તમને પાછી આપું છું; મને તે નકામી છે; એવા વચનથી હું બંધાઇ ગયો તે મારી મૂર્ખાઇ; ઇશ્વર કરે ને ભવિષ્યમાં તેવી મૂર્ખાઇ કરવાનો પ્રસંગ ન પડે!"

એક પળમાં ડોકટર પાછી આપેલી પ્લેજસહિત એકલો પડયો! આ માણસને તથા અન્યને બચાવવાના પ્રયત્નમાં પોતે નિષ્ફળ થયો જાણી ડોકટર ઘણોજ નિરાશ થઇ ગયો. તેને પ્રત્યક્ષ સિદ્ધ થયું કે પ્રેમદાસ મને તેના મિત્ર તરીકે ગણતો નથી તેથી તેના પર કંઇ અસર થઇ શકવાની નથી.

ઇચ્છા થવાથી પ્રેમદાસે તેના પરિશ્રમની જે ઉપેક્ષા કરી હતી તે વિષે જણાવતાં તેણે સુંદરલાલને દિલસોજીનો એક પત્ર લખ્યો; તેનું કહેવું ખરૂં હતું; પ્રેમદાસ પ્લેજ પાળવાને શક્તિમાન નહોતો તેથીજ પ્લેજ પાછી આપી હતી! છેલ્લા શબ્દો લખી તેણે પત્ર પૂરો કર્યો. "હું જાણું છું કે તમે એમજ કહેશો કે આપણે પ્રાર્થનામાં તત્પર રહીએ કારણ કે જે આપણાથી થઇ શકે તેમ નથી તે ઇશ્વર કરશે; જો કંઇ સલાહ આપવા ઇચ્છા હોય તો તેમ કરશો; અત્યારે હું છેક નિરાશ થઇ ગયો છું પણ હું મારૂં વચન ભૂલી ગયો નથી અને આ વિપત્તિમાં પડેલા મિત્રને મદદ કરવા તક શોધતો રહીશ."

અજાયબ થવાને બદલે સુંદરલાલને પત્રથી સંતાપ થયો તોપણ તે છેક નિરાશ થઇ ગયો નહિ; છુટકાનો માત્ર એકજ ઉત્તમ માર્ગ હતો જેમાં તે પ્રથમથીજ આશા રાખતો હતો; અત્યાગ્રહથી ને કષ્ટથી તેણે પ્રાર્થના કરવા માંડી એ માટે કે આ ભયંકર અરિને શરણ થએલ ગુલામ પોતાની લાચારી સમજીને, જે ત્રાતા તેને તારવા અહોનિશ તત્પર ને સમર્થ છે, તેના પર શ્રદ્ધા રાખી વહેલો તેને શરણે આવે!

---

# પ્રકરણ ૧૩મું.

## હાર્યો.

જ્યારે જ્યારે મરિયમ પોતાની ગત જિંદગી વિષે વિચાર કરતી ત્યારે હમેશાં, જ્યારથી પ્રેમદાસે પ્લેજ પાછી આપી ત્યાર પછીના દિવસો તેને અતિ દિર્ઘ, દુષ્કર અને દુ:ખદ જણાતા હતા. તે હવે તેને વારંવાર મળતી પણ નહોતી પરંતુ પોતાનો પતિ રાત્રિ તેમજ દિવસનો સમય કેવી રીતે વ્યતિત કરે છે તે વિષે સ્હેજે અનુમાન કરી શકતી, કારણ કે, સામાન્યતઃ તે ભાગ્યેજ પોતાની કોટડીમાં રહેતો.

મરિયમને જો દિલાસાનાં બે સ્થાન રહ્યાં ન હોત, તો પિતાના ઘરના આશ્રયનું શોધન કરવાને બદલે પતિની સાથે રહી તેને ઘટિત મદદ કરવાના પોતાના દઢાગ્રહને વળગી રહેવાનું ઘણું મુશ્કેલ થઈ પડત! મિસિસ સિંગ હવે વસ્તુસ્થિતિનો ભેદુ થઇ ગએલી હોવાથી તેનાથી કંઇ પણ ગુહ્ય રાખવાનું નહોતું; પોતાને વારંવાર મળવા આવવા મરિયમ તેને ઉત્તેજન આપતી હતી અને આ પરોપકારી બાઇ, જેનું સંપૂર્ણ હ્રદય દુ:ખગ્રસ્ત મરિયમ પ્રતિ સમભાવનાની લાગણીથી ઉભરાઇ જતું હતું, તે તેને દિલાસો અને ધૈર્ય આપવામાં નિરંતર પ્રોત્સાહિક રહેતી. દિલાસાનું બીજું કેંદ્ર તેની એકનીએક પુત્રી ઉલ્ફત્ ( Ulfat ) હતી ; તે હવે બાલ્યાવસ્થામાંથી નીકળી તરૂણાવસ્થામાં પ્રવેશ કરતી હતી; મરિયમને અપેક્ષા હતી કે, જે છોડીને તે અત્યંત પ્રેમપૂર્વક ચહાતી હતી તેની જગ્યા તે પૂરશે અને પ્રેમદાસનો અવનતિના માર્ગમાંથી ઉદ્ધાર કરવામાં સાધનભૂત થશે, પરંતુ એમ થયું નહિ. આ નાની છોડી તેને વારંવાર ચીડવતી ને ક્રોધિત કરતી, જેથી મરિયમ તેને હમેશાં વિમુખ રાખતી. પ્રેમદાસમાંથી પ્રેમની લાગણી કંઈ છેક નિર્મૂળ થઇ નહોતી, પરંતુ આ નાની છોડી તેને મરણ પામેલી મોતીનું સ્મરણ વારંવાર કરાવતી હતી તેથીજ તેને દૂર રાખવી પડતી હતી.

બિચારી મરિયમને શીર હવે દારૂણ દુ:ખનાં દ્રુમ ઉગવા લાગ્યાં, એટલે તેની શુદ્ધબુદ્ધ ઠેકાણે આવવા લાગી; તેનું સંધું ગર્વ ગલિત થયું; તે હવે ઠરેલ થઇ; ઇશ્વર પ્રતિ તેનું ચિત્ત વિશેષ આકર્ષાયું;

ઐહિક વાનાં અશાશ્વત્ અને અનિશ્ચિત છે એવું તે સમજવા લાગી; દુઃખથી તે હવે શીખી કે આધ્યાત્મિક જિંદગી તેજ સત્ય જિંદગી છે; આત્મિક બાબતો તેજ સર્વોત્તમ છે; હૃદયભંગિતોને સાજા કરનાર હાથની મૃદુતાનો તેને અનુભવ થયો અને જે પ્રેમ અખૂટ છે તેનું વિશ્વાસુપણું હવે તેને પ્રગટ થયું. ખરી વાત, તેને વિવિધ બોજા વહન કરવાના હતા, પરંતુ તે 'મહાન ભાર ઉંચકનાર' નિરંતર તેની સમીપ રહી તેનો બોજો ઉંચકવામાં સહભાગીદાર થતો હતો, કોઇ પણ દિવસે તેની પ્રાર્થનાનો પ્રત્યુત્તર મળ્યા વિના રહેશે નહિ એવો તેને સંપૂર્ણ વિશ્વાસ હોવાથી તે જાથુ પ્રાર્થનામાં નિમગ્ન રહેવા લાગી.

વખત જેમ જેમ વ્યતિત્ થતો ગયો તેમ તેમ પ્રેમદાસ હમેશાં ઘેર કેમ રહે છે એ પ્રશ્ન મરિયમના મનમાં ઉપસ્થિત થયો. એનો શો અર્થ હશે? એટલા બધા દિવસ ઑફીસ કંઇ બંધ તો ન હોય!

એક દિવસે ગૃહકાર્ય કરનાર સ્ત્રીએ પણ પૂછ્યું કે, સાહેબને રજા મળી છે કે શું? હાલ તો તે ઑફીસમાં જતાજ નથી! આખો દિવસ કોટડીમાંજ બેસી રહે છે!

મરિયમને હવે વસ્તુસ્થિતિનું ભાન થયું; પ્રથમ જે માનવાને કઠિન હતું તે હાલ તે સ્હેલાઇથી માની શકી; કારણ કે એવા અવ્યવસ્થિત અને અનિયમિત કારકુનને કોણ સંઘરે? પ્રેમદાસના સંબંધમાં આ તો કારી ઘા! આખો દિવસ પશુવત્ થઇ મૂઢમૂઢ બેસી રહેવું તેના કરતાં કનિષ્ટ બીજું શું હોઇ શકે? નિર્વાહ પણ હવે શી રીતે ચલાવવો? આજ સુધી જે કંઇ પૈસા તેને મળતા તેમાંથી મહા મુશ્કેલીએ તે કુટુંબનું ગુજરાન ચલાવતી હતી. હવે પૈસા વિના શું કરવું? ખર્ચ શી રીતે ઓછું કરવું તેની ચિંતામાં હવે તે પડી ને વિચાર કરી સ્ત્રી-નોકરને રજા આપી.

એક દિવસ પ્રેમદાસે તેને કંઇ કામસર બોલાવી પણ જ્યારે તેણે જાણ્યું કે તે તો હવે ગૃહકાર્ય કરતી નથી ત્યારે તે ઘણો ગુસ્સે થયો ને મરિયમને તેનું કારણ પૂછ્યું. મરિયમે કહ્યું કે, "તેને પગાર આપવાના પૈસા નહિ હોવાથી રજા આપી છે." પ્રેમદાસે કહ્યું, "એ તો ઠીક

કર્યું; થોડા વખત પછી એક પાઇ સરખી પણ રહેવાની નથી, માટે મારો મૂળ વિચાર જે તને ગ્રાહ્ય નહોતો તે પ્રમાણે અનુવર્તન કરવા તત્પર થા, ને મારૂં માની તારા પિતાને ત્યાં જઈ રહે."

મરિયમે મંદ સ્વરે ને ધ્રુજતા અંતઃકરણે પૂછ્યું, "અને તમે શું કરશો?" "મારા વિષે તો ઠીકજ છે! મને કંઈ નોકર કે ઘરની જરૂર નથી; એકલો પડયો એટલે કશાની અગત્ય રહેશે નહિ." મરિયમે મૌન્ય ધારણ કર્યું પણ પોતાના કુટુંબને વિનાશમાં ધકેલવાનું સાધન પૂરૂં પાડવામાં તેણે જે પૈસાનો વગર વિચાર્યે વ્યય કર્યો હતો તેનો જ્યારે તેણે વિચાર કર્યો ત્યારે આ આંધળા ઇન્સાફથી તેના કોમળ હૃદયમાં ભારે આઘાત થયો; પૈસાની જરૂર હવે વિશેષ પડવા લાગી પણ પૈસા લાવવા કયાંથી? ધીમે ધીમે આ નાનકડું સુશોભિત ગૃહ, જેને શણગારવામાં ને સુવ્યવસ્થિત કરવામાં મરિયમ અતિ આનંદ અને અભિમાન માનતી, તે હવે છેક સૂનું ને છિન્નભિન્ન દેખાવા લાગ્યું—સુંદર સરસામાન વેચાવા લાગ્યો!

આ પ્રસંગે ડૉ. રસુલશાહ કયાં હશે? શું તે પોતાની ભિષણ પ્રતિજ્ઞા ભૂલી ગયો હશે? શું તે નિરાશામાં ડુબી ગયો હશે? ઇત્યાદિ પ્રશ્નો મરિયમને થતા. એક સંધ્યાકાળે તે પોતાના નિયમ મુજબ એકલી બેઠી હતી ને શોકસાગરમાં નિમગ્ન થઇ ઘડીમાં વિચાર કરતી ને ઘડીમાં નિશ્વાસ નાખતી હતી ત્યારે તે આવ્યો.

નષ્ટપ્રાય થએલા ઘર પ્રતિ દષ્ટિ કરી ને આ યુવાન પત્નીના શોકાંત મુખને જોઇ તે સત્વર તેનું કારણ સમજી ગયો; તેને પોતાના વચનનું વિસ્મરણ થયું નહોતું; પ્રેમદાસ સાથે મિત્રભાવથી વર્તવાને તેણે ઘણીએક તક શોધી હતી પણ તે તેને ધીરા દેતો નહિ. હવે શું કરવું તે વિષે તે અમુઝામણમાં પડયો પરંતુ સહાનુભૂતિ દર્શાવનાર આ મિત્રના ઔદાર્યભર્યા વર્તનથી મરિયમે પોતાનું હૃદય ખોલ્યું; બધું રહસ્ય જે તેણે અદ્યાપિ કોઇને કહ્યું નહોતું તે ડોકટરને કહ્યું.

આ ઘરને હવે છેલ્લા નમસ્કાર કરવા પડશે કારણ કે તેમ કર્યા સિવાય હવે છૂટકો નહોતો. પ્રેમદાસને નોકરીમાંથી રજા મળી છે તે પણ રસુલશાહે જાણી લીધું. ભારે ને દુઃખી અંતઃકરણે તે પોતાને ઘેર

પાછો ફર્યો. અહિં એક આનંદિત ઘર ભાગ્યું હતું! એક કુટુંબ નિરાધાર થયું હતું! પતિ દુર્વ્યસનનો ભોગ થઇ પડયો હતો! એક જુવાન સ્ત્રી હૃદયભંગિત થએલી હતી! અને આ બધાનું મૂળ પોતેજ હતો!

પોતાની મૂર્ખાઇભરેલા કૃત્યના ભોગને બચાવવાને તેણે ઘણોએક પ્રયાસ કર્યો હતો ને હજી પણ તે તૈયાર હતો, પણ કરવું શું?

તરતજ એક વિચાર તેને સૂઝી આવ્યો. જો મરિયમ પોતાના ઘરનો ત્યાગ કરી પિતાને ત્યાં જઈ રહે તો પ્રેમદાસે કોઈ પણ જગ્યાએ રહેવું તો જોઇએ તો શા માટે મારે ત્યાં ન રહે? તેમ કરવામાં તેને કંઇ પ્રતિબંધ નહોતો; આસરે ત્રણેક વર્ષ પર તેની સ્ત્રી અવસાન પામી હતી ત્યારથી તે એકલોજ રહેતો હતો; માત્ર રજામાં કોઇ કોઇ વખત તેનો ભત્રિજો, જે હાલ કોલેજમાં વિદ્યાભ્યાસ કરતો હતો, તે આનંદપર્યટન માટે આવતો હતો.

પણ પ્રેમદાસ આ તેની વિનંતી માન્ય કરે ખરો કે? જે વર્જ્ય વસ્તુને લીધે તેની સાંસારિક, આર્થિક અને કૌટુંબિક અધોગતિ થતી હતી તેનોજ પ્રતિબાધક તેનો મિત્ર હતો તો શું તેના છાપરા નીચે આવી તે રહે?

પણ આ વખતે તેના મનમાં દૃઢ વિશ્વાસ ઉત્પન્ન થયો કે જે પોતાથી અશકય છે તે ઇશ્વર કરી શકશે. કોઇ પણ રીતે આ માણસને બચાવવોજ જોઇએ. શું ત્રણ જણ તેને માટે નિરંતર પ્રાર્થનારૂપી યજ્ઞ ચઢાવતાં નહોતાં? શું એ રીતે ઇશ્વર પોતાના આશય ને મનોરથ પૂરા કરતો તો ન હોય! પછી પોતાના માર્ગમાં જે અગવડ હતી તે પ્રતિ અલક્ષ કરતાં ઇશ્વરનું પરાક્રમ જે બળવત્તર છે તે તરફ જોવા લાગ્યો પુનઃ તેણે ઘુંટણીએ પડી પ્રાર્થના કરી અને આ મહાન કાર્ય જે તેણે આરંભ્યું હતું તે પૂર્ણ કરવા તે સમર્થ ઇશ્વરના હસ્તમાં સોંપ્યું. તે પળથી તે સમજવા લાગ્યો કે આ કાર્ય મારૂં પોતાનું નથી પરંતુ ઇશ્વરનું છે. માત્ર તે એટલુંજ ઇચ્છતો હતો કે તેના જેવા એક ક્ષુદ્ર ને નબળા પાત્રદ્વારા આ કાર્યની સિદ્ધિ થાય.

પોતાના કૃત્યથી કેવું વિપરિત પરિણામ આવ્યું છે તેનો વિચાર કરતાં રાત્રે તેને નિદ્રા આવી નહિ; નિર્મળ ને શાંત હૃદય તે શું તેનો તેને

અત્યારે અનુભવ થવા લાગ્યો. આખરે માનસિક વ્યથાથી છેક પરિશ્રાન્ત થઇ મોડી રાત્રે તેને કંઇક મીઠી નિદ્રા આવી; તેના હૃદયમાં અપૂર્વ શાંતિ વ્યાપી રહી; નિદ્રાવસ્થામાં તેને પ્રેમદાસના અલૌકિક ઉદ્ધારનું દિગ્દર્શન થયું; તેને લાગ્યું કે હમણાંજ પ્રેમદાસનું તારણ થઇ ગયુ છે; એટલી સંપૂર્ણ ખાતરી તેને પ્રેમદાસના ઉદ્ધારની થઇ!

બીજે દિવસે પોંતે જે જે જાણતો હતો તથા કરવાની આકાંક્ષા રાખતો હતો તે વિષે સુંદરલાલને પત્રદ્વારા પરિચિત કર્યો. થોડા દિવસ પછી તે અચિંત્યો મરિયમની મુલાકાતે આવ્યો. પ્રત્યક્ષ અનુભવ કરવાથી પિતાને વસ્તુસ્થિતિનું યોગ્ય ભાન થયું. આ વખતે તેણે મરિયમ તથા બાળકને લઇ જવા ઘણોજ આગ્રહ કર્યો. પ્રથમ તો મરિયમે ના કહી, પણ જ્યારે તેના બાપે ગુહ્યાર્થમાં કંઇક સૂચના કરી કે તેને માટે, તેમજ પ્રેમદાસ માટે, હાલ તો એજ સર્વોત્તમ માર્ગ છે ત્યારે તેણે હા પાડી.

ચાલુ વર્ષ હવે જર્જરિત થઇ એક ભયંકર સ્વપ્નની પેઠે પૂર્ણ થવા પર આવ્યું હતું, તેવે વખતે મરિયમ બાપના સુખશાંતિભર્યાં સદનના આશ્રય નીચે આવી યત્કિંચિત્ સુખનો આસ્વાદ લેવા લાગી!

---

## પ્રકરણ ૧૪મું.

### નિરાશ કેદી.

જ્યારે રસુલશાહે પ્રેમદાસને પોતાને ત્યાં આવી રહેવાનું આમંત્રણ આપ્યું ત્યારે તેણે કંઇ ચોકસ જવાબ આપ્યો નહિ. જે સ્વતંત્રતા હાલ તે ભોગવતો હતો તે મૂકી દેવાની તેની ઇચ્છા તો નહોતી, તો પણ પોતાના આ નિઃસ્વાર્થી મિત્રના માયાળુ વર્તનથી તેને કંઈક લાગણી થઈ આવી, અને તેથી તેને આ માગણીનો પ્રતિકાર કરવો મુશ્કેલ થઇ પડ્યું. વળી થોડોઘણો સામાન હજી તેના ઘરમાં હતો, તેથી રાત્રે પોતાનું ઘર મૂકી જવાનું સહીસલામતીભરેલું નહોતું; માટે કેવળ દિવસેજ આવવાનું વચન આપ્યું અને તેટલાથી તેના મિત્રને સંતોષવું પડ્યું.

પ્રેમદાસ કદી દેવળમાં જતો નહોતો; પણ બીજે રવિવારે એક અમુક ભાષણકર્તા તરફથી એક ખાસ ભાષણ થવાનું હતું. પ્રેમદાસે

તેની પ્રથમ માગણીનો સ્વીકાર કર્યો નહોતો, તેથી આ વિનંતીનો પ્રતિકાર કરતાં તેને કંઈક સંકોચ થશે એમ વિચારી રસુલશાહે તેને દેવળમાં લઈ જવાનો દૃઢ વિચાર કર્યો. ગમે તેમ હો, પણ પ્રેમદાસે પરાકાષ્ટાએ ત્યાં જવાનું વચન આપ્યું; ને રવિવારે બંને મિત્રો સાથે દેવળમાં ગયા.

પ્રેમદાસ જીવ્યો ત્યાં સુધી આ રવિવારની સુંદર સવાર ને આકર્ષક ભાષણ કદી ભૂલી ગયો નહિ. આટલી વયે પણ તેને ધાર્મિક જીવનનો અનુભવ થયો નહોતો; આ અસાર સંસારસાગરનેજ તે પોતાનું સર્વસ્વ સમજતો હતો; આ પૃથ્વી પરનાં ક્ષુલ્લક ને ક્ષણભંગુર વાનાંનોજ તેને મોહ લાગ્યો હતો—ટુંકમાં તે આમુષ્મિક હતો, પરંતુ આજે પ્રથમજ તેને જીંદગીમાં ભાન થયું કે આપણે જે દુનિયા જોઈએ છીએ તે સિવાય બીજી દુનિયા છે; માણસને કેવળ શરીર છે એટલુંજ નહિ પણ આત્મા છે; અને એ સર્વ ઉપરાંત ન્યાયીપણાનો તથા પવિત્રાઈનો એક ઇશ્વર છે જેની સમક્ષ મારે—પ્રેમદાસે—કોઇ દિવસ ઇન્સાફ પરત્વે જવું પડશે.

'પાપનું વેતન મરણ છે' એનાએજ શબ્દો ભાષણકર્તાના મુખમાંથી વારંવાર નીકળતા હતા, ને તેના પ્રતિધ્વનિથી સમસ્ત મંદિર ગાજી રહ્યું હતું! પ્રેમદાસને એ શબ્દોની સત્યતા અત્યારે સ્પષ્ટતર જણાવા લાગી. શું તે પાપ કરી તેજ વેતન પામતો નહોતો? તેનું અંતઃકરણ સાહેદી પૂરવા લાગ્યું કે હું મારા શરીર વિરૂદ્ધ પાપ કરૂં છું એટલુંજ નહિ પણ આત્માની વિરૂદ્ધ પણ પાપ કરૂં છું, અને એ બંને એકત્ર થઇ પાપનું વેતન જે મરણ તેની કાપણી કરશે.

તેની નાની છોડી મોતી અત્યારે તેનાં મનચક્ષુ આગળ દેખાવા લાગી! તેના વદન પર અલૌકિક પ્રતિભા દૃશ્યમાન થઈ હતી! તેના મુખ પર અપ્રતિમ આનંદ છવાઈ રહ્યો હતો! છેલ્લી જેવી તેણે તેને જોઈ હતી તેવીજ અત્યારે તે શાંત, સ્વસ્થ ને પરિશુદ્ધ તેની દૃષ્ટિએ પડવા લાગી; તેણે વિચાર્યું કે હજી પણ તે કોઇ જગ્યાએ રહે છે ખરી! પણ તે પવિત્ર જીંદગી સાથે મારી પાપી જીંદગીનું સાદૃશ્ય કરતાં મારૂં

વેતન તો મરણુજ છે, જીવન નથી, તો પછી એ જીંદગીમાં મારો શો ભાગ?

ત્યાર પછી ભાષણુકર્તાએ પરમેશ્વરની નજરમાં પાપ કેવું કંટાળા-દાયક તથા ભયંકર છે તેનું આબેહુબ ચિત્ર દોર્યું, ને જ્યારે તે ચિત્ર આ માણુસ, જે પોતાની આખી જીંદગીમાં આજેજ પોતાને પાપી સમજવા લાગ્યો, તેની દૃષ્ટિ સમીપ ખડું કરવામાં આવ્યું ત્યારે તે બીકથી ને ગભરાટથી થરથર ધ્રુજવા લાગ્યો!

વળી, પવિત્ર ને ન્યાયી પરમેશ્વર જે પોતેજ પ્રેમ છે તેના પર આ પાપની અસર કેવી થાય છે; આ ઇશ્વર પાપને કેટલું ધિક્કારે છે; તેજ પાપને ચહાવાથી તે કેટલો દુ:ખી થાય છે; એ પાપના સોખ્યથી મનુષ્ય માત્રનો કેવો વિનાશ થાય છે; ને સઘળાં મનુષ્યો, આ ભયંકર શત્રુ જે પાપ તેમાંથી ઉદ્ધાર પામે, અનંતજીવન પામે માટે આ મૂર્તિમાન પ્રેમે વધસ્તંભનું શ્રાપિત મરણ કેવી રીતે સહન કર્યું તે બધું ચિત્તાકર્ષક શબ્દોમાં કહી બતાવતાં ભાષણુકર્તાએ પ્રસ્તુતઃ વિષય પર સર્વનું ધ્યાન ખેંચ્યું!

એક દોષિત ગુન્હેગાર માફીના સંદેશાને જેટલા આનંદથી સાંભળે તેટલાજ આનંદથી પ્રેમદાસ આ દિવ્ય સંદેશાને સાંભળતો હતો. પરંતુ અત્યારે તેના હૃદયમાં ભારે નિરાશા ઉત્પન્ન થતી હતી. જો તે કેવળ સ્વતંત્ર હોત તો જે ઇશ્વર તેને સંપૂર્ણ ક્ષમા આપવા ઇચ્છતો હતો તેને શોધત ને તેને શરણે જાત. પણ તે છૂટો નહોતો; પોતા કરતાં અતિ બળવાન શત્રુના હાથમાં તે કેદી હતો. શું પ્રતિઘડી તે સ્વતંત્ર થવા પ્રયત્ન કરતો નહોતો? પણ આ સાંકળનું બંધન તેને હમેશ કરતાં વિશેષ મજબૂત જણાતું હતું; હમણાં પણ જે બીક ને ઇચ્છા તેના હૃદયની શાંતિ ભંગ કરતાં હતાં તે બીક દૂર કરવા ને તે ઇચ્છા તૃપ્ત કરવા તેનું મન દ્રવતું હતું. દિલાસાનું માત્ર એકજ સ્થાન તેને માટે હતું! તે અવશ્યે તેને જોઇએજ!

પોતાના મિત્રના મનમાં કેવા વિચારો ઉદ્ભૂત થાય છે તે વિષે રસુલશાહ કંઇક અનુમાન કરી શક્યો. તે મંદિરમાં આવે માટે તેણે

ઘણાજ આગ્રહથી પ્રાર્થના કરી હતી ને હવે તેને ખાતરી થઇ કે આ સ્વર્ગીય સંદેશો તેને માટેજ છે! શું તે તેનું ગ્રહણ કરશે કે પરિત્યાગ કરશે?

દેવળમાંથી નીકળ્યા પછી તેણે પ્રેમદાસને પોતાને ત્યાં આવવા વિનંતી કરી, પણ આ દુરાગ્રહી પ્રેમદાસે તે અત્યાગ્રહી વિનંતીની અવગણના કરી, તો પણ 'કદાપિ અંદર બોલાવશે' એવી આશા રાખીને તે તેની સાથે તેના ઘરના દ્વાર સુધી ગયો; તેમાં પણ તે નિરાશ થયો; અંતે દુઃખ ને નિરાશાથી નિશ્વાસ નાખતો તે પોતાને ત્યાં પાછો ફર્યો ને પ્રાર્થનામાં તલ્લિન થયો. તે કંઇ આશા છોડે તેવો નહોતો!

ફરી સાંજે તે પ્રેમદાસને પોતાને ત્યાં જમવા આવવાનું આમંત્રણ આપવા ગયો. બારણું બંધ હતું; સર્વત્ર ચુપકી પ્રસરી રહી હતી, ઘરધણી ઘરમાંજ હતો; પ્રેમદાસને દાસત્વ નીચે લાવનાર દુરન્ત શત્રુએ છેલ્લો હુમલો કર્યો હતો.

ફરીથી તે નિષ્ફળ થયો.

દિવસો અત્યંત દુઃખના આવતા હતા. એવા દિવસો કેવી રીતે નિર્ગમન થાય છે તેનો વિચાર કરતાં પ્રેમદાસ પણ આશ્ચર્યમાં ગરકાવ થઇ જતો. જ્યારે તે શુદ્ધિમાં આવતો ને આજુબાજુની પરિસ્થિતિનો વિચાર કરતો ત્યારે એકજ વિચાર તેના માનસિક પ્રદેશમાં રમણ કરી રહેતો, જે સમર્થ ઇશ્વરની તીવ્ર દષ્ટિમાંથી કોઇ સંતાઇ શકતું નથી તે ન્યાયી ને પવિત્ર ઇશ્વરનો તેને વિચાર થયા કરતો, આથી તેનો ક્ષોભ વધતો!

સ્થંભ પરનો ખ્રીસ્ત સ્વાર્પણ ને માફીના સર્વોત્તમ સંદેશા-સહિત તેને પાપ અને તેના ભયંકર વેતન—મરણમાંથી બચાવવાને બોલાવતો હતો. અરે! જો તે કેવળ સ્વતંત્ર હોત તો આ આમંત્રણ સ્વીકારત, પણ જ્યારે તે સાંકળથી બંદીવાન હતો ને સ્વેચ્છાનુસાર વર્તન કરવા અશક્ત હતો ત્યારે શુભ સંદેશો તેને શા કામનો? દિવસો પણ ભયંકર સ્વપ્નોની પેઠે પસાર થતા હતા? તેને ક્ષુધા લાગતી, પણ અન્ન

મળતું નહિ ; દારૂની પિપાસા તેને થતી, પણ પૈસાના અભાવે તેની મનોકામના પૂર્ણ થતી નહિ !

દુ:ખના દિવસો આ પ્રમાણે વ્યતિત થવા લાગ્યા; પ્રેમદાસ દુર્દશારૂપી દરિયામાં દુ:ખથી સબડતો હતો ; જાણે કે માણસોએ તથા ઈશ્વરે તેને ત્યજી દીધો ન હોયની તેમ જણાતું હતું ! પણ તે જાણતો નહોતો કે સહાય પાસે છે ને મહાન ઉદ્ધારક તેને તારવા તૈયાર છે !

---

## પ્રકરણ ૧૫ મું.

### એક મહાન તારનાર.

ગત દિવસોની પેઠેજ પ્રેમદાસ જેને દુ:ખમય અને નિરાશાથી ભરપુર એવો દિવસ ધારતો હતો તેવા એક નવિન દિવસનો ઉદય થયો ; તે ઉજડ ને નષ્ટપ્રાય થએલા પોતાના ઘરમાં સ્ત્રી ને બાળકવિહીન થઇ એકલો બેઠો હતો ; જે કંઇ તેનું હતું તે તેણે કઠોરતાથી ઉડાવી દીધું હતું, વિખેરી નાખ્યું હતું ; તે પોતે પણ પોતાના મનનો માલીક નહોતો કારણકે તેની ઇચ્છા તેને આધિન નહોતી !

તેટલામાં કોઈના પગનો ધ્વનિ તેને કર્ણગોચર થયો ; પગરવ પાસે ને પાસે આવતો ગયો ; કદાપિ રસુલશાહ પોતાના નિયમાનુસાર આવતો હશે ! તરતજ વરંડાનું બારણું ઉઘડ્યું ને પોટમેને અંદર પ્રવેશ કર્યો. તે પ્રેમદાસને ત્યાં વારંવાર આવતો હતો, કારણકે મરિયમ પોતાના એકાંત ને ચિંતાગ્રસ્ત પતિ વિષે બિલકુલ બેદરકાર રહેતી નહોતી. આ વખતે પત્ર તો નહોતો, પરંતુ એક નાનું બુકપારસલ હતું. પ્રેમદાસે તે ત્વરાથી લીધું ને હસ્તાક્ષર ઓળખવાને પ્રયત્ન કર્યો પણ ઓળખી શક્યો નહિ એટલે તેને ખોલ્યું. આ નાની ચોપડીમાંથી કયો આર્ટિકલ વાંચવો તે સૂચવતાં અનુક્રમણિકામાં એક ચિહ્‌ન કરેલું હતું ; પૃષ્ટો ફેરવતાં તેવુંજ એક બીજું ચિહ્‌ન પ્રેમદાસની દૃષ્ટિએ પડ્યું, ત્યાં તેણે નીચેના શબ્દો વાંચ્યા :— "એક મહાન તારનાર." મજકુર વિષય તેને વિચિત્ર લાગવાથી તે આનંદ ને જીજ્ઞાસાપૂર્વક વાંચવા લાગ્યો અને પૂર્ણ કરતાં સુધી વિરામ્યોજ નહિ.

પૈસેટકે સુખી એવા એક આબાદ માણસનું તેમાં વિસ્તૃત વિવેચન કરેલું હતું, પણ ધીમે ધીમે તેણે દારૂને પોતાના ઘરમાં અવકાશ આપ્યો અને આખરે આ નિર્દય શત્રુ તેના ઘરનું સંપૂર્ણ ઉન્મૂલન કરી ઘરધણીને છેક નિરાશ કેદી બનાવ્યો ત્યાં સુધી સંતોષ્યો નહિ. તે દિવસે દિવસે દુર્દશામાં ઉત્તિર્ણ થતો ગયો; હવે તેની અધમાવસ્થાની અવધિ આવી રહી! પણ એટલામાં, આ તેના નિરાશારૂપી અઘોર તિમિરમાં, એક અલૌકિક પ્રકાશ ચમક્યો! સર્વત્ર જે ભયંકર ચૂપકી વ્યાપી રહી હતી તેનો આકાશથી એક અવાજે ભંગ કર્યો! જે હાથને વધસ્તંભ પર ખીલા મારવામાં આવ્યા હતા તેજ હાથ આ પાપરૂપી પંકમાં પડેલા પામર પ્રાણી સુધી પહોંચ્યો. જે પ્રેમ અમાપ્ય છે તે પ્રેમે આ પાપીને શોધ્યો ને તે અગમ્ય પ્રેમે તેનાં અસંખ્ય પાપ માફ કર્યાં. તેણે જાણ્યું કે મારા જેવા મહાન પાપીને પણ નિરાશ થવાનું કંઈ પ્રયોજન નથી, કારણકે એક એવો ઉત્તમ તારનાર છે જે સૌથી મોટા પાપીને પણ તારવા સમર્થ છે; એક તારનાર એવો શક્તિમાન છે જે તેને, જે શત્રુએ તેને પકડયો હતો તેના ક્રૂર પંજામાંથી છોડાવવા, તથા જે સાંકળોથી તે બંધાએલો હતો તેના બંધનમાંથી મુક્ત કરવા સમર્થ છે!

પ્રત્યક્ષ જે અશકય હતું તે શકય થયું; પાપીને પરિશુદ્ધ કરવામાં આવ્યો; પરીક્ષણમાં પડેલો પરીક્ષણ પર જય પામ્યો; જે સ્પૃહાએ તેનો વિનાશ કર્યો હતો તે આત્મવિસર્જન કરી અદૃશ્ય થઈ; જે એક પ્રખ્યાત પાપી ગણાતો હતો તે એક ઇશ્વરભક્ત થઇ ગયો; જે જીંદગી વિલાસમાં વ્યતિત થતી હતી તેનું એવું તો રૂપાંતર થયું કે તેની મારફતે ઈતર મનુષ્યો પણ તારણના સહભાગીદાર થયા!

આ વૃત્તાંત, જેનું સાદૃશ્ય તે પોતાના જીવન સાથે કરતો હતો, તે જ્યારે પ્રેમદાસે વાંચ્યું ત્યારે અંધકારમાં અજવાળાનો ઉદય થવા લાગ્યો; જે નિરાશા તેનું ગ્રહણ કરી બેઠી હતી તે અલોપ થઇ ગઇ; તે કહેતો હતો કે હું કેદી છું ને તેથી મારે તો સાંકળોના બન્ધનમાં અવશ્યે રહેવું જોઇએ, કારણકે જે દુરન્ત શત્રુએ મને તેના પંજામાં પકડયો છે તેમાંથી મુક્ત થવાની મારામાં શકિત નથી, પણ હવે તેણે જાણ્યું કે મને મુકત

**કરી શકે તથા દરેક શત્રુ પર વિજય મેળવી શકે તેવો એક મહાન તારનાર છે!!**

તેના હૃદયમાં નિરાશાને બદલે આશાનો સંચાર થયો, અને "આ મહાન તારનાર મને તારવા તૈયાર તથા શકિતમાન છે," મારા આ એકજ વિચારથી ચલિત થઇ પોતામાં સ્થિર રહેવાની શકિત છે કે કેમ તેનો તથા ભવિષ્યનો વિચાર કર્યાં વિના પ્રેમદાસ આ તારનાર, જેનું કામ દુઃખિતોને છોડાવવાનું તથા બંદીવાનોને મુકત કરવાનું છે, તેના ચરણ આગળ ઘુંટણીએ પડ્યો! "ઇશ્વર, મને બચાવ, કારણ કે હું પોતાને બચાવી શકતો નથી," તેની આ હાંક નિરર્થક કે અશક્ય નહોતી: જે હાથ તેને શોધતો હતો તે તેને અડક્યો, તેમાંથી "પરાક્રમ" નીકળ્યું ને પ્રેમદાસે જાણ્યું કે હું સાજો કરાયો છું. જે પાપ તેના પર સામ્રાજ્ય કરતું હતું તે લુપ્ત થયું; જે ઇચ્છાએ તેનો વિનાશ કર્યો હતો તેનો ધ્વંસ થયો, તે તદ્દન નવિન થઇ ગયો. એક આનંદી બુમ પાડી તે હર્ષથી કુદ્યો "તેણે મને બચાવ્યો છે, હવે હું મુક્ત થયો છું." ત્યાર પછી આભાર અને આનંદને લીધે અનિર્વચનીય આનંદ તથા પશ્ચાતાપ-મિશ્રિત અશ્રુઓ પાડવા લાગ્યો!

થોડી વાર પછી તેને યાદ આવ્યું કે કબાટમાં એક બાટલી છે જેની અંદર જે વસ્તુએ તેનો વિનાશ કર્યો હતો તેને સાંજ સુધી રાખવાની તેની ઇચ્છા હતી. તેથી તે કબાટ પાસે ગયો ને ઉઘાડીને તેમાંથી બાટલી કાઢી ને પોતાના હસ્તમાં પકડી. તિરસ્કાર તથા ક્રોધમિશ્રિત દૃષ્ટિથી તેમાંનો પદાર્થ—એટલે દારૂ—જમીન પર ઢોળી દીધો ને બાટલીને જમીન પર જોરથી અફાળી તેના હજારો ટુકડા કરી દીધા! તેને કંઇ બીક હતી તેથી આ પ્રમાણે કર્યું એવું તો કંઇ નહોતું, પરંતુ જે વસ્તુને તેણે સ્ત્રી તથા [illegible] પણ વિશેષ પ્રિય ગણી હતી તે પ્રતિ પોતાનો તિરસ્કાર દર્શાવતાં તેણે એ પ્રમાણે કર્યું!

ત્યાર પછી જે મિત્રે તેને ઉત્કૃષ્ટ સ્થિતિમાં લાવવા ભગીરથ પ્રયાસ કર્યાં હતા, જેની દિલસોજી ને પ્રેમ નિષ્ફળતાથી શિથિલ થઇ ગયાં નહોતાં, તેનું સ્મરણ પ્રેમદાસને થઇ આવ્યું. તેણે વિચાર્યું કે મારે જઇને કહેવું

**જોઇએ કે તમારા અંતઃકરણની અંતિમ ઇચ્છા પૂર્ણ થઇ છે, તમારી સતત પ્રાર્થનાઓ સાર્થક થઇ છે ને બંદીવાન છૂટયો છે!**

થોડીવાર પરજ ડૉકટર હોસ્પીટલમાં ગયો હતો ને પોતાનું દૈનિક કર્તવ્ય શરૂ કરવાની તૈયારીમાં હતો તેટલામાં તો આપણા આ પ્રેમદાસે દેખા દીધી! ડૉ. રસુલશાહ આ અચિંત્ય મુલાકાતને લીધે તો નહિ, પરંતુ પ્રેમદાસમાં જે વિચિત્ર વિકૃતિ તેને દૃષ્ટિગોચર થતી હતી તેનેજ લીધે આશ્ચર્યચકિત થયો! જે માણસને તેણે છેલ્લો છેક હાલહવાલ, અધમ સ્થિતિમાં અને તદ્દન ભગ્નોત્સાહ જોયો હતો તે શું આજ હશે! આ માણસ તો સ્વચ્છ ને સાવધ દેખાતો હતો; ડૉકટરે કદી નહિ જોએલો એવો અલૌકિક પ્રકાશ તેનાં નેત્રોમાંથી દૃશ્યમાન થતો હતો; ટુંકમાં, આ તેનો હિંમત ને આશાભર્યો દેખાવ પરાજયને બદલે જય ને દાસત્વને બદલે સ્વતંત્રતા સૂચવતો હતો.

ડૉકટર રસુલશાહે પ્રેમદાસનો હસ્ત પકડયો ને જોરથી તરતજ દાબ્યો ને કંઇ પણ બોલ્યા વિના તેને પાસેની કોટડીમાં લઇ ગયો. પ્રેમ-દાસ બોલે તેની રાહ ડૉકટર આતુરતાથી જોતો હતો; પરસ્પર મૌન્ય વધુ વખત ચાલ્યું નહિ; અંતરમાં થતી લાગણીને લીધે લથડતા અવાજે પ્રેમદાસ બોલ્યો, "આ વધામણી કહેવાને પ્રથમ હું તમારે ત્યાંજ આવ્યો છું, કારણકે હું જાણું છું કે તમે મારી સાથે અત્યંત આનંદ કરશો; તમારી પ્રાર્થનાનો પ્રત્યુત્તર મળી ચૂકયો છે, તમારી ઇચ્છા પ્રમાણે થયું છે, ઇશ્વરે મને બચાવ્યો છે"!

આ સુસમાચાર સાંભળનારને કેટલો આનંદ થયો હશે તેનું યથા સ્થિત વર્ણન કોણ કરી શકે? તેનું અંતઃકરણ હર્ષથી એવું તો છલકાઇ જતું હતું કે પોતાની ઊર્મિઓ શબ્દદ્વારા કહેવાને તે અશક્ત હતો, પરંતુ તેનો ઉષ્ણ હાથ તેના અંતરની સમભાવના, આભાર અને હર્ષનો કિંચિત્ આભાસ આપતો હતો! જ્યારે બોલવાની તેનામાં શક્તિ આવી ત્યારે તે માત્ર એટલુંજ બોલી શકયો કે, "ચાલો, તેનો આભાર માનીએ," ને શોધક અને શોધ્ય તારનાર સમક્ષ મળ્યા ને તેને માન તથા મહિમા આપતાં, સેવા તથા સ્તુતિ કરતાં પોતાનાં હૃદય ખાલી કર્યાં! ત્યાર પછી

**પ્રેમદાસે પોતાના ઉદ્ધારની વિતક વાર્તા ડૉકટરને કહી સંભળાવી ને તેણે તે એકીટસે સાંભળી.**

"એ પેપર તમે મોકલ્યું હતું?" પ્રેમદાસે પૂછયું. "ના, પણ જો મેં મોકલ્યું હોત તો મને કેટલો બધો આનંદ થાત!" ડૉકટરે જવાબ આપ્યો, "વિવિધ રીતે ઇશ્વર પોતાની ઇચ્છા પૂર્ણ કરે છે; મોકલનાર ગમે તે હો, પણ એટલું તો નિર્વિવાદ કે જે કંઇ થયું તે ઇશ્વરના હુકમથીજ."

ડૉ. રસુલશાહને દરદીઓની સરભરા કરવાની હતી, અને વળી તેને લાગ્યું કે મારા મિત્રને અન્ન અને આરામની આવશ્યકતા છે, તેથી તે પ્રેમદાસને ત્યાં ને ત્યાંજ બેસવાનું કહી પોતાના નોકરને તેની આગળ ખોરાક મૂકવાનો હુકમ કરી ચાલતો થયો ને પોતાના કર્તવ્યમાં ચિત્ત પરોવવા પ્રયત્ન કર્યો; જો કે મનની વિહ્વળતાને લીધે તેમ કરવું તેને ઘણુંજ મુસ્કેલ થઇ પડયું!

છેલ્લો આજારી જ્યારે વિદાય થયો ત્યારે તેને ઘણીજ શાંતિ વળી. ત્યાર પછી તેનો મિત્ર, જે ઉત્સાહ અને સ્ફૂર્તિમાં આવ્યો હતો, તેની પાસે તે આવ્યો ને બંને શું કરવું તે વિષે વિચાર કરવા લાગ્યા. પ્રેમદાસે જાતે જઇને તેની સ્ત્રીને આ વર્તમાન કહેવા કે પત્રદ્વારા પરિચિત કરવી અને ઘર ઠીકઠાક કરી તે ત્યાં આવે ત્યાં સુધી રાહ જોવી? પ્રેમદાસને ખાતરી હતી કે જો હું હમણાં જઇશ તો મારી સાથે આવવા તે હઠ કરશે, તેથી જે ગૃહ તેને ગત્ દુઃખનું ને શોકનું સ્મરણ કરાવે તેમાં લાવતાં તેને સંકોચ થવા લાગ્યો. છેવટે ઘણી હા, ના કર્યા પછી તેઓ એવા નિર્ણય પર આવ્યા કે બીજે દિવસે પ્રેમદાસે તેના સસરાને ત્યાં કંઇ પણ ખબર આપ્યા વિના ઉપડી જવું, ને ત્યાં કેટલાક દિવસ રહ્યા પછી જો તેની સ્ત્રીને તેની સાથે આવવાનું ઘણુંજ મન હોય તો સાથે લાવવી, અને તેઓનું ઘર રહેવા લાયક સ્થિતિમાં આવે ત્યાં સુધી ડૉ. રસુલશાહને ત્યાં રહેવું.

ડૉકટર જાણતો હતો કે જેવો પ્રેમદાસ ઉત્તરોત્તર સ્થિતિમાં આવશે કે તરત તેને નોકરી શોધી આપવામાં કંઇ મુસ્કેલી પડશે નહિ, પરંતુ હાલ તો તે તેવી સ્થિતિમાં નહોતો!

---

# પ્રકરણ ૧૬મું.

## નૂતન જીવન.

મરિયમ બાપના ઘરના ઓટલે બેસી વિચારમાળામાં લીન થઇ કાળક્ષેપ કરતી હતી. આજે તેના લગ્નની દસમી વર્ષગાંઠ હોવાથી સ્હેજે તે માંગલિક પ્રસંગનું તેને સ્મરણ થઇ આવ્યું; સંગિતના સુર ને ઘંટના ઘોષ વચ્ચે પ્રેમદાસની ભાગ્યવત્ પત્ની તરીકે તે દેખાઇ હતી, ત્યાર પછીનાં વર્ષો પ્રતિ દૃષ્ટિપાત કરતાં તેનું હૈયું ભરાઇ આવ્યું. જે એ કબરો તેનાથી ઘણેજ દૂર હતી તેનો પણ તેને વિચાર થઇ આવ્યો; તેનો નાનો પુત્ર, જે અલ્પાયુષ્ય ભોગવી અવસાન પામ્યો હતો, અને તેની નાની વાક્પટુ દીકરી, જેના વિયોગથી તેનું અંતઃકરણ છેક ભગ્ન થયું હતું, તેમનો વિચાર કરતાં તેના દુઃખનો ભાર તેને અસહ્ય જણાવા લાગ્યો! વળી ભસ્મીભૂત થએલું પોતાનું ઘર, તથા જે યુવાનને તે દસ વર્ષ પહેલાં જેવી સ્થિતિમાં પરણી હતી તે હાલમાં કેવો નિષ્ઠુર ને નિરૂપાય થઈ ગયો હતો એ સર્વ સ્મરણોનું સંમેલન થતાં તેના શોકની પરિસીમા રહી નહિ, તે બિચારી ગળગળી થઇ ગઇ—અંતે રોઇ પડી ને પોતાનું શુષ્ક વદન હસ્તમાં સંતાડી ભારે કલ્પાંત કરવા લાગી!

એટલામાં કોઇ આગંતુકના પગનો ધ્વનિ સંભળાયો, પરંતુ દુઃખમાં તદ્રુપ થએલી મરિયમે તે સાંભળ્યો નહિ; તરતજ વરંડાનું દ્વાર ધીમેથી ઉઘડયું ને તે જ્યાં બેઠી હતી ત્યાં કોઇએક આવવા લાગ્યું, પણ ધ્યાનસ્થ મરિયમ ન હાલી કે ન ચાલી. પછી કોઇ પરિચિત હસ્તનો તેને સ્પર્શ થયો અને જેવું તેણે પોતાનું અશ્રુથી ભીંજાએલું વદન ઊંચું કર્યું તો જે પતિ વિષે તે વિચાર કરતી હતી તેને પોતાની સમક્ષ ઊભેલો જોયો! આશ્ચર્ય ને આનંદમાં નિમજ્જન થએલી મરિયમ કંઇ પણ બોલે ત્યાર પહેલાં તો પ્રેમદાસ બોલી ઉઠયો, "મરિયમ, કંઈ પણ વિલંબ કર્યાં વિના હું તારી પાસે ક્ષમા માગવા આવ્યો છું."

મરિયમ નિરૂત્તરજ રહી, કારણ કે પ્રેમદાસના કેવળ શબ્દોજ નહિ પણ તેની રીતરસમ અને રૂપરેખામાં એવી તો વિકૃતિ તેને દૃષ્ટિગોચર

થઇ કે વસ્તુસ્થિતિ તે સમજી શકી નહિ. પ્રેમદાસે પુનઃ બોલવું શરૂ કર્યું: "જે વસ્તુ તને વર્જ્ય છે અને જેથી તારી સુખકર જીંદગીનું ઉન્મૂલન થયું છે તેને મેં તિલાંજલી આપી એવું મેં તને ઘણી વખત કહ્યું, અને જો ફરીથી હું તેજ શબ્દો બોલું તો તને મારા વચન પર શ્રદ્ધા આવશે નહિ, પણ હવે હું તને એક તદન નવિન વર્તમાન કહેવા આવ્યો છું. ઇસુ ખ્રીસ્તે મને બચાવ્યો છે, તેણે મને મુક્ત કર્યો છે અને તેજ મને સંભાળવાને શક્તિમાન છે; માટે હવે તારે ગભરાવાની જરૂર નથી."

મરિયમના શોકાંત ઉરમાં હવે શોકને બદલે હર્ષ વિસ્તરી ગયો. જે ભાર દસ વર્ષથી તેના અંતઃકરણ પર દબાણ કરતો હતો તે પણ અલોપ થઇ ગયો ને પતિ સાથે પત્ની પણ મુક્ત થઇ!

જે વાર્તાએ તેના દુષિત જીવન પર પ્રકાશ પાડ્યો હતો તે વૃત્તાંત મરિયમને કહી સંભળાવ્યા પછી તેણે પુછ્યું, "એ પેપર શું તેં મોકલ્યું હતું? તારા જેવા અક્ષર તો નહોતા!" મરિયમે કહ્યું, "હું તો તે વિષે કશુંએ જાણતી નથી," અને મોકલનાર કોણ હશે તે વિષે તેઓ આશ્ચર્યમગ્ન થવા લાગ્યાં. પણ પ્રેમદાસે કહ્યું, "મોકલનાર કોણ તે જાણવાની અગત્ય હવે રહી નથી, કારણ કે ઇશ્વર સિવાય તેનો મોકલનાર બીજો કોણ હોઈ શકે?"

પછી મરિયમે જ્યારે પ્રેમદાસને યાદ કરાવ્યું કે "આજે આપણા લગ્નની વર્ષગાંઠ છે" ત્યારે પ્રેમદાસ જરા દિલગીર થયો ને કહ્યું કે, "ત્યારે તો મારે તને કંઇક ભેટ અર્પવી જોઇએ." પણ મરિયમે ઉત્સુકતાથી જવાબ આપ્યો. "ને શું એક સર્વોત્તમ ભેટ આજે તમે મને આપી નથી? આજનો દિવસ જાણે કે આપણા લગ્નનો દિવસ તો ન હોય! કારણ કે આજથી આપણે નવિન જીંદગીનો પ્રારંભ કરીશું નહિ વારૂ?"

થોડીવાર પછી સુંદરલાલ આવ્યો અને પોતાના જમાઇને જોઇને સ્તબ્ધ થઇ ગયો. દુઃખસાગરમાં ડુબકાં ખાઇને અતિ પરિશ્રમ કરી તીરે પહોંચેલા પ્રેમદાસ પર પશ્ચાત્તાપ ને શરમરૂપી મોજાંઓ એકવાર

ફરી વળ્યાં ને તેથી ગુંગળાઈ જતા સ્વરે તે બોલ્યો, "જે ઘરમાં પ્રવેશ કરવાને મેં મારો હક ગુમાવ્યો છે તેમાં વગર રજાએ આવવા માટે મને માફ કરો, પણ હું તમારી ને મરિયમની ક્ષમા ઇચ્છતો આવ્યો છું; જે અપમાન ને દુઃખ હું તમારી પુત્રી પર લાવ્યો છું તેને માટે તમે કદી પણ મને ક્ષમા આપશો?"

સુંદરલાલના અંતઃકરણમાં જે નિરાશા પ્રવર્તી રહી હતી તે એકદમ અદૃશ્ય થઇ ગઈ ને તેના હૃદયમાં ઉત્સાહ, આનંદ અને હિંમત દર્શન દેવા લાગ્યાં; પ્રેમદાસના સુધારાની વાતો હમેશાં તેણે બીક ને આશંકાસહિત સાંભળી હતી, પરંતુ આ નમ્ર ને પશ્ચાત્તાપી માણસ પેલા સ્વશ્રદ્ધા રાખનાર સંકુચિત વિચારવાળા પ્રેમદાસથી એટલો તો જુદો માલૂમ પડ્યો કે તેના તરફની પ્રતિકૂળ લાગણીઓ એકદમ બદલાઇ ગઇ અને તત્ક્ષણ તેનો હાથ પોતાના હાથમાં લઈ બોલી ઉઠ્યો, "ઇશ્વર જ્યારે પશ્ચાત્તાપી અંતઃકરણને ક્ષમા આપવાને ના પાડતો નથી ત્યારે હું શી રીતે ના પાડું?"

ત્યાર પછી પ્રેમદાસ સુધારાના શિખર પર શી રીતે આવ્યો તેનું ફરીથી પુનરાવર્તન થયું, અને હવે સુંદરલાલની પૂર્ણ ખાતરી થઈ કે પ્રેમદાસ મરિયમનો યોગ્ય પતિ થયો છે, ને એ વિચારથી તેને અપરિમિત હર્ષ થયો, અને વિરૂદ્ધ વિચારવાને તેને કદી પ્રસંગ કે નિમિત્ત સરખું પણ મળ્યું નહિ.

સમયવહન સાથે પ્રેમદાસનું નામ જે શહેરમાં તે રહેતો હતો ત્યાં એક અગ્ર ખ્રીસ્તી તરીકે નામાંકિત થતું ગયું; સર્વ તેને ખ્રીસ્તી તરીકે ઓળખતા, કારણ કે તે સદગુરૂ ખ્રીસ્તનાં પગલાંમાં ચાલતો હતો અને જે મન ખ્રીસ્તનું હતું તે તેનામાં પણ દષ્ટિગોચર થતું હતું. પ્રમાદ અને પરીક્ષણમાં પડેલાઓને ઉઠાડવાને માટે પ્રેમદાસનો હસ્ત હમેશાં લંબાવવામાં આવતો; સંકટ વા શોકમાં આવી પડેલા તેનાથી દિલાસો પામી તેના સહચર્યમાં આનંદ માનતા; દારૂની આસક્તિ ને આકર્ષણથી ખેંચાએલા જે મહાન તારનાર તેઓને આ ભયંકર રિપુના દાસત્વમાંથી મુક્ત કરવા સમર્થ છે તેના વિષે શિક્ષણ પામતા.

ધીમે ધીમે વાતો વિસારે પડવા લાગી ને સર્વભક્ષક કાળના અનિયમિત પ્રવાહમાં ગત દિવસોનું વિસ્મરણ થયું, ત્યારે આ પ્રતિષ્ઠિત ખ્રીસ્તી નેતાના મુખમાંથી તેની અધોગતિ ને ઉન્નતિનું વૃત્તાંત સાંભળી ઘણા આશ્ચર્ય પામવા લાગ્યા! નિઃસંદેહ આ વાત ઘણાઓને આદર્શભૂત થઇ પડી; નિરાશામાં પડેલાઓ આશામાં અંકુરિત થયા અને અજ્ઞાનના અંધકારમાં ગ્રસ્ત થએલા આ મહાન તારનાર તથા તેના સિદ્ધ કરેલા તારણ વિષે સાંભળી તથા તેના લંબાવેલા હસ્તનો સ્વીકાર કરી આ વચનની સત્યતાનો અનુભવ કરી શકયા કે, "એ માટે જેઓ એનાથી દેવની પાસે આવે છે તેઓને પુરા તારવાને એ સમર્થ છે, કેમકે એ તેઓને સારૂ મધ્યસ્થી કરવાને સદા જીવતો રહે છે."

